# બાળકો માટે પુસ્તકો

| | રૂ. આ. |
|---|---|
| મધુબિન્દુ (સચિત્ર) ... ... | ૦-૮ |
| બાલકાંડ રામાયણ ... ... | ૧-૦ |
| નવી જીન્દગી ... ... ... | ૩-૦ |
| બાલકોને આનન્દ ભાગ ૧-૨ (દરેકના) | ૦-૧૨ |
| મૂર્ખો તથા ચતુરસિંગ ... ... | ૦-૧૪ |
| મનોરંજક વાર્તાવલિ ભાગ ૧-૨ સાથે | ૨-૦ |
| કૌતકમાલા અને બોધવચન ... | ૧-૦ |
| પંચતંત્ર ... ... .... | ૨-૦ |
| હિતોપદેશ (મૂળ તથા ગુજ. ભાષાન્તર) | ૩-૮ |
| નવરંગી બાળકો ... ... | ૦-૪ |
| ભોજ અને કાલિદાસ ... | છપાય છે |
| બાલસદ્બોધક વાર્તાશતક ... | ૦-૮ |
| કાઉન્ટ ટોલસ્ટોયની વાતો .... | ૦-૪ |
| ટચુકડી સો વાતો. ભાગ ૧, ૨, ૩, ૪, ૫. | ૫-૮ |
| દીર્ઘાયુષી શી રીતે થવાય? ... | ૧-૦ |
| શિશુસદ્બોધમાલા ભાગ ૧, ૨, ૩ સાથે | ૧- |
| નાટ્યકથારસ. ભાગ ૧, ૨. (દરેકના) | ૧- |

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની**

કાલબાદેવી રોડ, મુંબાઈ નં. ૨

# ભૂગોળવિદ્યાનાં મૂળતત્ત્વો

મુંબઈ બેટ, મુંબઈ ઇલાકો, હિન્દુસ્તાન
તથા એશિયા ખંડનું વર્ણન

---

ગુજરાતી નિશાળોના વિદ્યાર્થીઓને માટે

સુધારનાર
અંબાલાલ બુ. જાની, બી. એ.,
"ગુજરાતી"નો સહતંત્રી.

---

આવૃત્તિ ૧૧ મી ] [ સને ૧૯૩૦

---

છપાવી પ્રકટ કરનાર:
એન. એમ. ત્રિપાઠી એન્ડ કુાં૦
પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ,
મુંબાઈ નં. ૨.

---

રૂ. ૦—૬—૦

# ભૂગોળવિદ્યા

## પ્રકરણુ ૧ લું—પૃથ્વી

### ૧. પૃથ્વીનો આકાર

ભૂ-ગોળ-વિદ્યા એ પદમાં ત્રણ શબ્દ છે. ભૂ=પૃથ્વી; ગોળ=ગોળો; અને વિદ્યા=જ્ઞાન; એ ઉપરથી સામટો અર્થ એ થાય છે કે ગોળાકાર પૃથ્વીનું જ્ઞાન. ભૂગોળવિદ્યાથી પૃથ્વીની સપાટી, તેની ઉત્પત્તિ અને તે ઉપર વસતા જાતજાતના લોકો અને પ્રાણીઓ તેમ જ વનસ્પતિઓ, ખનીજો આદિ નીપજોનું જ્ઞાન મળે છે.

સામાન્ય રીતે લોકો પૃથ્વી સપાટ છે એમ માને છે, પરંતુ ખરી રીતે તેમ નથી; કેમકે ખગોળવિદ્યાના સિદ્ધાંતો ઉપરથી તથા દુનીઆની અંદર બનતા ઘણા બનાવો ઉપરથી એમ સાફ જણાય છે, કે પૃથ્વીનો આકાર નારંગી જેવો ગોળ છે, પણ સપાટ નથી.

આકાશમાં જે ઘણા તારાઓ અને ગ્રહો દેખાય છે, તેવો જ આપણી પૃથ્વી એ એક ગ્રહ અથવા નાનો તારો છે. એ સૂર્યથી આશરે નવ કરોડ અને વીસ લાખ માઇલને છેટે છે. પૃથ્વી ઘણી

વિશાળ છે અને તેનો ઘણો થોડો ભાગ આપણી નજરે પડે છે, તેથી આપણને પૃથ્વીનો ખરો આકાર માલમ પડી શકતો નથી. પૃથ્વી એક દડાના જેવી ગોળાકાર છે, પણ ઉત્તર અને દક્ષિણ એ બે બાજુએથી નારંગીની માફક ચપટી છે.

પૃથ્વી ગોળાકાર છે તેની સાબીતીઓમાંથી થોડીક નીચે આપી છે:—

(અ) બારામાં દાખલ થતું એક વહાણ જ્યારે કિનારાથી થોડુંક દૂર હોય છે, ત્યારે પહેલી નજરે એ વહાણનો સઘળોયે ભાગ કિનારે ઉભેલાં માણસોને દેખાતો નથી, પણ પહેલાં તો તેનો ઉપલો ભાગ જ દેખાય છે; પણ પછીથી જેમ જેમ એ વહાણ કિનારાની નજીક ને નજીક આવતું જાય છે, તેમ તેમ તેના નીચલા ભાગો અને બાજુ નજરે પડતાં જાય છે. અને આખરે આખું વહાણ જણાય છે.

વળી એ જ પ્રમાણે બારામાંથી હંકારાઈ જતું વહાણ જેમ જેમ કિનારાથી દૂર ને દૂર જતું જાય છે, તેમ તેમ પહેલાં તેના નીચલા ભાગો એક પછી એક દેખાતા બંધ પડે છે, અને તે જ્યારે ઘણું જ દૂર જાય છે, ત્યારે તે તદન નજરે પડતું અટકે છે. પૃથ્વીના વાંકથી આમ દેખાય છે.

(આ) વળી એક માણસ મેદાનમાં ઉભો રહીને દૂરના ડુંગર તરફ નજર કરશે, તો તેને તે ડુંગરનો ઉપલો જ ભાગ દેખાશે, પણ જેમ જેમ તે માણસ તે ડુંગરની નજીક ને નજીક જતો જશે, તેમ

તેમ તેના નીચલા ભાગો જણાતા જશે, અને છેક પાસે જશે ત્યારે આખોએ ડુંગર તળેટીથી શિખર સુધી તેની નજરે પડશે.

(ઇ) ચંદ્રગ્રહણ થાય છે, ત્યારે પૃથ્વીની જે છાયા ચંદ્ર ઉપર પડે છે, તે છાયા ગોળ હોય છે. અને ગોળ પદાર્થની છાયા ગોળ પડે, એ નિયમ છે.

(ઉ) પૂર્વ ભણીના દેશો કરતાં પશ્ચિમ ભણીના દેશોમાં સૂરજ મોડા ઉગે છે.*

(ઊ) વહાણમાં બેસીને જે પુરૂષો પૃથ્વીની પ્રદક્ષિણા કરે છે, તેઓ જે જગાએથી નીકળે છે તે જગાએ વહાણનું મોં ફેરવ્યા વગર પાછા આવી શકે છે.

---

## ૨ પૃથ્વીનું પરિમાણ

પૃથ્વીનો વ્યાસ આશરે આઠ હજાર માઈલ છે, તથા એનો પરિઘ અથવા ઘેર પચીસ હજાર માઈલનો છે અને એની સપાટી વીસ કરોડ ચોરસ માઇલ છે.

---

## ૩ પૃથ્વીની ગતિ

જો કે પૃથ્વી તમને સ્થિર લાગે છે, પણ ખરી રીતે તે સ્થિર નથી; પરંતુ એ ફરે છે. પૃથ્વીની ગતિ બે રીતની છે: ૧, તે સૂર્યની

*મદ્રાસમાં સૂરજ ઊગે છે તેના કરતાં મુંબઈમાં તે અરધો કલાક મોડો ઊગે છે.

આસપાસ ફરે છે, તેમજ ૨, તેની સાથે પોતાની ધરીની આસપાસ ભમરડાની પેઠે પણ ફરતી જાય છે પશ્ચિમથી પૂર્વ ભણી તે અખંડ ફર્યાં જ કરે છે. તેના એ ભ્રમણને ગતિ કહે છે સૂર્યની આસપાસ ફરી રહેતાં પૃથ્વીને એક વર્ષ અથવા ૩૬૫¼ દિવસ લાગે છે;* અને તેને પોતાની ધરીની આસપાસ ફરી રહેતાં એક દહાડો અથવા ૨૪ કલાક લાગે છે.+ સૂર્યની આસપાસની પૃથ્વીની ગતિથી ઋતુઓ બદલાય છે, તથા વધતી ઓછી ઠંડી અને ગરમી પડે છે, અને તેના પ્રમાણમાં તે તે ભાગમાં વસતા લોકોની ચામડીનો રંગ ઉજળો અને કાળો હોય છે. પૃથ્વીની પોતાની ધરીની આસપાસની ગતિથી **દિવસ** અને **રાત** થાય છે. ધરીની આસપાસ ફરતી વખતે પૃથ્વીનો જે ભાગ સૂર્ય તરફ હોય છે, તે ભાગમાં **દિવસ** થાય છે, અને જે ભાગ સૂર્ય તરફ હોતો નથી તે ભાગમાં **રાત** હોય છે.

---

## ૪ પૃથ્વીનો નકશો

ભૂગોળવિદ્યાનું જ્ઞાન મેળવવાનું મુખ્ય સાધન **નકશો** છે. કાગળ અથવા કપડા ઉપર પાડેલા પૃથ્વીના અથવા પૃથ્વીના કોઈ પણ ભાગના ચિતારને **નકશો** કહે છે.

---

*તેને સાર વર્ષ કહે છે. સૂર્યને લગતું માટે સૌર.

+જે કલ્પિત લીટી પર પૃથ્વી પશ્ચિમથી પૂર્વ ૨૪ કલાકમાં ફરી રહે છે, તેને પૃથ્વીની **ધરી** કહે છે. તે લીટી ઉત્તર-દક્ષિણ છે.

પૃથ્વીનો નકશો બે ગોળ ભાગમાં ચિતરવામાં આવે છે. તેમાંનો એક ભાગ **પૂર્વ ગોળાર્ધ** કહેવાય છે, અને બીજા ભાગને **પશ્ચિમ ગોળાર્ધ** કહે છે.

પૂર્વ ગોળાર્ધ **જૂની દુનિયા** કહેવાય છે, કારણ કે એ ભાગ અસલથી લોકોને જણાયલો હતો; અને પશ્ચિમ ગોળાર્ધ **નવી દુનિયા** કહેવાય છે, કારણ કે એ ભાગ ૧૫ મી સદીમાં કોલમ્બસે શોધી કાઢયો, ત્યાં સુધી **જૂની દુનિયાના** લોકોને જણાયલો ન હતો.

---

## ૫. દિશાઓ

એક જગા બીજી જગાની કઇ બાજુએ છે, તે જાણવાને સારૂ **દિશા** ઠરાવેલી છે. દિશા ચાર છે: ૧. **પૂર્વ**; ૨. **પશ્ચિમ**; ૩. **ઉત્તર**; અને ૪. **દક્ષિણ**.

જે બાજુએ સૂર્ય ઊગે છે, તે બાજુ **પૂર્વ દિશા** કહેવાય છે. જે બાજુએ સૂર્ય અસ્ત પામે છે, તે બાજુ **પશ્ચિમ દિશા** કહેવાય છે. પૂર્વ દિશા તરફ મ્હોડુ કરીને ઉભા રહીએ, તો જમણા હાથ ઉપરની દિશા **દક્ષિણ દિશા** કહેવાય છે. પૂર્વ દિશા તરફ મ્હોડું કરીને ઉભા રહીએ, તો ડાબા હાથ ઉપરની દિશા **ઉત્તર દિશા** કહેવાય છે.

પરંતુ નકશામાં **ઉત્તર** દિશા નકશાને મથાળે હોય છે, અને **દક્ષિણ** દિશા નકશાના નીચલા ભાગમાં હોય છે; **પૂર્વ** દિશા જમણા હાથ ઉપર અને **પશ્ચિમ** દિશા ડાબા હાથ ઉપર છે.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ખૂણો **ઈશાન કોણ** કહેવાય છે; ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેનો ખૂણો **વાયવ્ય કોણ** કહેવાય છે; દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેનો ખૂણો **અગ્નિ કોણ** કહેવાય છે; દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેનો ખૂણો **નૈર્ઋત્ય કોણ** કહેવાય છે.

---

## ૬ પૃથ્વીની સપાટી

પૃથ્વીની સપાટીના બે મુખ્ય ભાગ છે: ૧, **જમીન** અને ૨, **પાણી**. સઘળી જમીન પાણીથી વીંટળાયલી છે. વાસ્તવિક રીતે પૃથ્વી એ એક મહા દ્વીપ છે. પૃથ્વીની સપાટીનો લગભગ પોણો ભાગ પાણી છે અને બાકીનો ભાગ જમીન છે.

---

## ૭ ભૂગોળશાસ્ત્રીઓએ કરેલા જમીનના મુખ્ય ભાગો

પૃથ્વીની સપાટી ઉપરની જમીનના ભૂગોળશાસ્ત્રીઓએ પાંચ મોટા ભાગ કર્યા છે, જેને ખંડ કહે છે: ૧. **એશિયા**; ૨. **યૂરોપ**; ૩. **આફ્રિકા**; ૪. **અમેરિકા** (ઉત્તર અને દક્ષિણ અમેરિકા);

અને ૫. **ઓશીઆનિયા.** આ પાંચ ભાગો માંહેલા પહેલા ત્રણ ભાગો પૂર્વ ગોળાર્ધમાં છે, તેથી તે જૂની દુનિયાને નામે ઓળખાય છે. ચોથો ભાગ પશ્ચિમ ગોળાર્ધમાં છે, અને તે ભાગ નવી દુનિયા કહેવાય છે; અને પાંચમો ભાગ (જે ઘણાએક ટાપુઓનો બનેલો છે તે) બન્ને ગોળાર્ધમાં વહેંચાયેલો છે.

પૂર્વ ગોળાર્ધમાં એશિયા સર્વથી મોટો ખંડ છે. એની પશ્ચિમે યૂરોપ ખંડ આવેલો છે. યૂરોપ ખંડની દક્ષિણે અને એશિયાના નૈર્ઋત્ય ખુણા ભણી આફ્રિકા ખંડ આવેલો છે. ઉત્તર અને દક્ષિણ અમેરિકા પશ્ચિમ ગોળાર્ધમાં છેક ઉત્તર ધ્રુવથી તે લગભગ દક્ષિણ ધ્રુવ સુધી આવેલો છે.* ઓશિઆનિયામાં મુખ્ય મોટો બેટ ઓસ્ટ્રેલીયા છે.

---

## ૮ ભૂગોળશાસ્ત્રીઓએ કરેલા પાણીના મુખ્ય ભાગો

ભૂગોળશાસ્ત્રીઓએ પૃથ્વીની સપાટી ઉપરના પાણીના પાંચ મોટા ભાગ કર્યા છે, જે **મહાસાગર** કહેવાય છે: **૧. ઉત્તર મહાસાગર; ૨. દક્ષિણ મહાસાગર; ૩. પેસિફિક મહાસાગર; ૪. આટલાંટિક મહાસાગર અને ૫. હિંદી મહાસાગર.**

---

* પૃથ્વીની ધરીના (બન્ને) છેડાને **ધ્રુવ** કહે છે. ઉત્તર તરફના છેડાને **ઉત્તર ધ્રુવ,** અને દક્ષિણ તરફના છેડાને **દક્ષિણ ધ્રુવ** કહે છે.

ઉત્તર મહાસાગર ઉત્તર ધ્રુવની આસપાસ છે. દક્ષિણ મહાસાગર દક્ષિણ ધ્રુવની આસપાસ છે. પેસિફિક મહાસાગર એશિયા અને અમેરિકાની વચ્ચે આવેલો છે. આટલાંટિક મહાસાગર અમેરિકાની પૂર્વે અને યૂરોપ તથા અફ્રિકાની પશ્ચિમે આવેલો છે. હિંદી મહાસાગર એશિયાની દક્ષિણ દિશાએ આવેલો છે.

---

## ૯ જમીનના પ્રાકૃતિક (કુદરતી) ભાગો

પૃથ્વીની સપાટી ઉપરની જમીનના પ્રાકૃતિક ભાગો, ખંડ, દેશ, બેટ, દ્વીપકલ્પ, દોઆબ, સંયોગી ભૂમિ, ભૂશિર, પર્વત, ખીણ, જ્વાળામુખી, મેદાન, ઉચ્ચસમભૂદેશ, જળાશય, રણ, જંગલ અને કિનારો, એ છે.

પૃથ્વીની સપાટી ઉપરની જમીનના જે પાંચ મોટા ભાગ કર્યા છે, તેમાંના દરેક ભાગને **ખંડ** કહે છે.

ખંડ કરતાં જમીનના નાના ભાગને **દેશ** કહે છે.

દેશના મોટા (પેટા) વિભાગને **ઇલાકો** કહે છે. દેશમાં એવા ઘણા ઇલાકાઓ હોય છે. ઇલાકાથી નાના (પેટા) ભાગને **પ્રાંત** કહે છે. ઇલાકામાં એવા ઘણા પ્રાંતો હોય છે. પ્રાંતથી નાના (પેટા) ભાગને **જીલ્લો** કહે છે. પ્રાંતમાં એવા ઘણા જીલ્લા હોય છે. જીલ્લાથી નાના ભાગને **તાલુકો** કહે છે. જીલ્લામાં એવા ઘણા તાલુકા હોય છે. તાલુકાથી નાના ભાગને **શહેર કે નગર**, તેથી નાના ભાગને **કસ્બો**

અને તેથી નાના ભાગને **ગામડું** કહે છે. તાલુકામાં ઘણાં શહેરો, નગરો, ગામડાં અને કસ્બા હોય છે. શહેરોને **પરાં** હોય છે.

જમીનના જે નાના ભાગની સઘળી બાજુએ પાણી હોય છે, તે ભાગને **બેટ, ટાપુ** અથવા **દ્વીપ** કહે છે.

જમીનનો જે નાનો ભાગ ઘણોખરો પાણીથી વીંટળાયલો હોય છે અને એક ઠેકાણેથી બીજી જમીન સાથે જોડાયલો હોય છે, તેને **દ્વીપકલ્પ** કહે છે.

બે નદીઓ વચ્ચે આવેલા પ્રદેશને **દોઆબ** કહે છે. તેમ પાંચ નદીઓ વચ્ચે આવેલા પ્રદેશને **પંજાબ** કહે છે.

જમીનનો જે સાંકડો ભાગ બે જમીનના કડકાને જોડે છે, તેને **સંયોગી ભૂમિ** કહે છે.

જમીનનો જે છેડો લાંબો થઇને પાણીમાં ગયેલો હોય છે, તેને **ભૂશિર** કહે છે.

જમીનનો જે ભાગ ઘણો ઉંચો ગયેલો હોય છે, તેને **પર્વત** અથવા **પહાડ** કહે છે.

જમીનનો જે ભાગ કંઈક વિશેષ ઉંચો ગયો હોય છે તેને **ટેકરી** કહે છે અને એવી ટેકરી કરતાં કંઈક વધુ ઉંચો પણ પર્વત કરતાં ઉંચાઈમાં ઓછો હોય છે, તેને **ડુંગર** કહે છે. પર્વતના નીચામાં નીચા, સપાટીવાળા ભાગને **તળેટી** કહે છે. એવી તળેટીમાંથી

જોડાયલા ડુંગરાઓ અને પર્વતોને ડુંગરો ને પર્વતોની **હાર** કહે છે. પર્વતના ઉંચામાં ઉંચા ભાગને **શિખર** અથવા **ટોચ** કહે છે.

બે પર્વતોની વચ્ચેની સાંકડી, ઊંડી, અને નીચી જમીનને **ખીણ** કહે છે.

જે પર્વતમાંથી ધુમાડા, રાખ અને બળતા પદાર્થનો ઊનો રસ (લાવા) નિકળે છે, તે પર્વતને **જ્વાળામુખી** કહે છે.

બે પહાડ વચ્ચેથી જવાના સાંકડા રસ્તાને **ઘાટ** (પાસ) કહે છે; જેવો કે ખૈબર પાસ.

સપાટ જમીનના મોટા ભાગને **મેદાન** અથવા **પ્રદેશ** કહે છે.

ઉંચી ભૂમિના જે ભાગમાંથી પાણી જૂદી જૂદી દિશાએ વહે છે તેને **જળાશય** કહે છે.

પર્વત અથવા ડુંગર ઉપર આવેલા મોટા મેદાનને **ઉચ્ચ-સમ-ભૂ-દેશ** કહે છે.

જમીનનો જે ભાગ ઝાડોથી ભરપૂર હોય છે, તેને **જંગલ** કે **વન** કહે છે.

જે મેદાનમાં વનસ્પતિ થતી નથી, રેતીથી ભરપૂર હોય છે, અને માણસની વસ્તી હોતી નથી, તેને **રણ** કહે છે. દરીઆની પાસે આવેલી જમીનને **કિનારો** કહે છે.

---

## ૧૦ પાણીના (પ્રાકૃતિક) કુદરતી ભાગો

પૃથ્વીની સપાટી ઉપરના પાણીના પ્રાકૃતિક ભાગો મહાસાગર, સમુદ્ર, ઉપસાગર, અખાત, સામુદ્રધુની, સરોવર, નદી, નહેર, ખાડી અને બંદર, એ છે.

પૃથ્વીની સપાટી ઉપરના પાણીના જે પાંચ મોટામાં મોટા ભાગ ગણેલા છે, તેમાંના દરેક ભાગને **મહાસાગર** કહે છે. એનાં પાણી ખારાં હોય છે.

મહાસાગર કરતાં નાના, ખારા પાણીના ભાગને **સમુદ્ર, સાગર,** કે **દરીઓ** કહે છે.

જમીનના ખાંચામાં ઊંડા ગયેલા સમુદ્રના સાંકડા ફાંટાને **અખાત** કહે છે. અને પહોળા મ્હોંડાના અખાતને **ઉપસાગર** કહે છે.

જે સાંકડો પાણીનો ભાગ પાણીના બે મોટા ભાગને જોડે છે, તેને **સામુદ્રધુની** કહે છે.

મીઠા અથવા ખારા પાણીનો જે ભાગ સઘળી બાજુએ જમીનથી ઘેરાયલો હોય છે, તેને **સરોવર** કહે છે. તેનાથી નાના ભાગને **તળાવ** કહે છે. તળાવ મીઠા પાણીનાં હોય છે. તળાવથી નાના ભાગને **કુંડ** કહે છે, કે જે સામાન્ય રીતે દેવમંદિરમાં, કે તીર્થસ્થળમાં હોય છે. જમીનમાંથી ઊંડું ખોદવાથી કેટલીક વાર પાણી

મળી આવે છે. તેવી જગાએ ખુબ ઊંડા ખાડા કરી પાણી લેવાની સગવડ કરવામાં આવે છે. તેવા ઊંડા ખાડાને **કૂવા** કહે છે. એ કૂવા ખારા તેમ મીઠા પાણીના હોય છે. મોટા તળાવ કે સરોવરમાંથી શહેરમાં કે ગામડામાં પાણી નળ વાટે લવાય છે તેને **નળ** કહે છે.

મીઠા પાણીનો જે પ્રવાહ પર્વત અથવા સરોવરમાથી નીકળીને વહેતો વહેતો સમુદ્ર અથવા સરોવરને મળે છે, તેને **નદી** કહે છે.

જે જગાએથી નદી નિકળે છે, તે જગાને નદીનું **મૂળ** કહે છે; અને જે જગાએ નદી સમુદ્રને કે સરોવરને મળે છે, તે જગાને નદીનું **મુખ** કહે છે. જે નાની નદી બીજી મોટી નદીને મળે છે, તેને **નદ્યંતરગામિ** અથવા **ઉપનદી** કહે છે; અને જે જગાએ **નદ્યંતરગામિ** મોટી નદીને મળે છે, તે જગાને **સંગમ** કહે છે. નદી કરતાં નાના ભાગને **નાળું** અથવા **ઝરો** કહે છે. મોટી નદીમાંથી નીકળેલો ફાંટો નાની નદીની પેઠે વહે છે, તેને **શાખા** કહે છે.

નદી, સરોવર કે સમુદ્રમાંથી પાણીનું વહેણ વાળવાના હેતુથી ઊંડો, પહોળો, લાંબો ખાડો કરી, તેમાં પાણી વાળવામાં આવે છે. તો તેવા લાંબા ખાડાને **નહેર** કહે છે. એવી નહેરો ઘણી વાર બે નદીઓ, સરોવર, કે સમુદ્રોને જોડવા માટે પણ બનાવવામાં આવે છે. અને એ વહાણો ચલાવવા માટે અગર ખેતરોમાં પાણી પાવા માટે ખોદવામાં આવે છે.

સમુદ્રનું પાણી ભરતીની* વખત અંદર આવે એવા નદીના પહોળ મુખને **ખાડી** કહે છે.

કિનારા પાસેના સમુદ્રના જે ભાગમાં વહાણો સલામતી સાથે માલ ભરવા અને ખાલી કરવાને લંગરવાર થાય છે, તેને **બંદર** કહે છે, અને તેવી જગાએ દરિયાના સલામત ભાગને **બારૂં** કહે છે. એ ભાગમાં **ગોદી**–ડાક બંધાય છે, અને તેમાં સમુદ્રમાંથી પરભારી મોટી સ્ટીમરો લંગર નાંખે છે.

---

## પ્રકરણ ૨ જું

——:•:——

# મુંબઈ બેટ

મુંબઈ બેટ હિંદુસ્તાન દેશના પશ્ચિમ કિનારા ઉપર આવેલો છે. એ મુંબઈ ઇલાકાની રાજધાનીનું શહેર છે. એ બેટ પહેલાં દક્ષિણના હિન્દુ રાજાને તાબે, પછી ગુજરાતના સુલતાનને તાબે અને પછી ફીરંગી લોકોના તાબામાં હતો. પણ પોર્ટુગાલના રાજાએ

*દરીઆનું પાણી વારા વરતી ચઢે છે તેને **ભરતી** અને ઉતરે છે તેને **ઓટ** કહે છે.

ઈંગ્લાંડના રાજા ચાર્લ્સને પોતાની કુંવરી પરણાવી પહેરામણીમાં મુંબઈ બેટ તેને આપ્યો. આથી તે ઇ. સ. ૧૬૬૨ માં અંગ્રેજોના હાથમાં આવ્યો. ઇ. સ. ૧૬૬૮ માં સુરતમાંથી શિવાજીની લૂંટથી કંટાળી અંગ્રેજોએ કોઠી મુંબઈ આણી. ઈ. સ. ૧૭૧૮ માં પેશ્વાઇ તૂટી ત્યાં સુધી મરાઠાઓનો ત્રાસ મુંબઇને હતો. એથી તેમની સામે બચાવ માટે અંગ્રેજોએ પોતાની વખારની આસપાસ ઇ. સ. ૧૮૧૬ માં કોટ બંધાવ્યો હતો. એથી મુંબઈ બેટના બે મુખ્ય ભાગ પડ્યા છેઃ ૧ કોટ અને ૨ બહારકોટ. બોરીબંદરથી કોલાબા તરફના ભાગને કોટ કહે છે, અને ઉત્તર તરફના ભાગને બહારકોટ કહે છે. મુંબઈ બેટના જે ભાગને હાલ "કોટ" કહે છે, તેની આસપાસ એ ભાગના રક્ષણને માટે એક મજબુત જાડી દીવાલ અગાઉ હતી તથા તે દીવાલની આસપાસ એક ખાઈ પણ હતી; પરંતુ એ ભાગમાં હવાની આવજાવ સારી રીતે થાય તે મતલબથી અંગ્રેજ સરકારે ઈ. સ. ૧૮૬૩ માં એ કોટ તોડી પાડયો, અને તેની આસપાસ ખોદેલી ખાઈ પણ પૂરી નાંખી. નીશાની તરીકે બજારગેટ અને ચર્ચગેટ સ્ટ્રીટ કાયમ છે.

મુંબઈ શહેર પહેલાં હાલના જેવું ન હતું. તે નાના નાના સાત ટાપુઓમાં વહેંચાયલું હતું. અગાઉ તેમાં ઉજળી વસ્તી ઝાઝી નહોતી. પણ કોટ તોડી, ખાઈ પૂરાવ્યા પછી મુંબઈ શહેર ઉજળી વસ્તીથી તેમ વેપારરોજગારમાં વધતું ચાલ્યું છે.

**સીમા**—મુંબઈ બેટની ઉત્તરે વાંદરાની ખાડી, અને **સાલસેટ**

(સાષ્ટિ) નામનો બેટ આવેલો છે. પશ્ચિમે અને દક્ષિણે **અરબી સમુદ્ર** છે; અને પૂર્વે **મુંબઈનું બારૂં**, ધારાપુરી, ઉરણ બેટ, કોલાબા જીલ્લો, અને કોકણ પ્રાંતનો કિનારો છે.

હાલમાં સને ૧૯૧૦ પછીથી મુંબઇ બેટને તેની ખીલવણી કરી વસ્તીને લાયક કરવામાં આવે છે. એથી એક પાસ બોરીવલી અને વિહાર પર્યંત તેમ બીજી પાસ થાણા અને કલ્યાણી પર્યંત લોકો વસે છે અને ધંધાર્થે રોજ મુંબઇ શહેરમાં આવે છે. આ ભાગને **પરાં** એટલે "સબર્બ્સ" કહે છે.

મુંબઇના ટાપુની લંબાઇ આશરે ૧૧ માઇલ છે, અને સરાસરી પહોળાઇ આશરે ૩ માઇલ છે. પૂર્વ તરફ તેનો વિસ્તાર વધારવાના ઉપાયો શહેરસુધારનું ટ્રસ્ટ, મ્યુનીસીપલ કોરપોરેશન અને સરકારી ડેવેલપમેંટ ખાતું લે છે. ઉપરાંત બેકબેની ખાડી પૂરવામાં આવે છે. આથી તેનો વિસ્તાર દિનપરદિન વધતો જાય છે. એ બેટ સપાટ છે અને એનો આસપાસ નીચા ડુંગરા છે. એ શહેરની વસ્તી સને ૧૯૨૧ ના માર્ચની સરકારી ગણત્રી મુજબ બાર લાખ માણસની છે. એ શહેરની મુખ્ય દેશી ભાષા ગુજરાતી, મરાઠી અને ઉર્દુ છે. પણ સઘળું સરકારી કામકાજ અને ઇન્સાફની અદાલતોનો વહીવટ અંગ્રેજી ભાષામાં ચાલે છે; ધંધાવેપારને અર્થે દુનિયાના સઘળા ભાગોના રહીશો આ શહેરમાં આવીને વસેલા છે.

મુંબઈ બેટ અને કોંકણના કિનારાની વચ્ચે મુબઇનું પ્રખ્યાત

બારૂં આવેલું છે. એ બારામાં કેટલાક નાના ટાપુઓ છે, જેમાંનો ઘારાપુરીનો બેટ આગલા વખતનાં ડુંગરામાં કોરી કાઢેલાં દેહેરાંને માટે પ્રખ્યાત છે. આ બારાનો વિસ્તાર મોટો છે. દુનિયામાં સૌથી મોટામાં મોટાં બંદરોમાંનું એ એક છે, અને આખા હિંદુસ્તાનમાં એ શ્રેષ્ઠ બંદર ગણાય છે. એ બંદરમાં આગબોટો અને વહાણો હંમેશાં જથ્થાબંધ રહે છે અને દુનિયાના સઘળા ભાગોમાં આવજાવ કરે છે. એ બારૂં મોટે ભાગે જમીનથી ઘેરાયલું છે તેને લીધે પવનનો જોશ અને પાણીનો ઉછાળો નરમ પડે છે અને બંદરનું રક્ષણ થાય છે, તેમ દરીઓ ઊંડો છે તેથી પરદેશી વહાણો અને આગબોટો તોફાની ઋતુમાં પણ સહીસલામત રહી શકે છે. આ કારણે મુંબઇનો વેપાર વધ્યો છે. વળી મોટી મોટી રેલ્વેઓ મુંબઇથી સીધી એક પાસ દિલ્હી, પેશાવર, સીમલા સુધી, બીજી પાસ કલકત્તા સુધી, અને ત્રીજી પાસ મદ્રાસ સુધી જાય છે. આ સહુ સગવડોથી મુંબઇનું બંદર ધીકતું અને વસ્તીથી ભરચક રહે છે.

મુંબઈ શહેર સમુદ્રની વચ્ચે આવેલું છે, તેથી શહેરની હવા ઘણી ગરમ નથી, તેમ ઘણી ઠંડી પણ નથી. સને ૧૮૯૬ ની સાલમાં મરકીનો રોગ શરૂ થયો તે અગાઉ મુંબઇ શહેર સુખાકારીની બાબતમાં ઉત્તમ ગણાતું હતું. વરસાદ સરાસરી ૭૫ કે ૮૦ ઇંચની આસપાસ પડે છે.

મુંબઈ શહેરને પાણી પૂરૂં પાડવાને માટે સઘળાં મળી ચાર તળાવો બાંધવામાં આવ્યાં છે, જેમાંનાં ત્રણ સાષ્ટિ બેટમાં છે; અને તે **વિહાર, તુળસી,** અને **પવાઇ**એ નામથી જાણીતાં છે. ચોથું તળાવ જે સર્વેથી મોટું છે, તે મુંબઇથી ૬૦ માઇલ દૂર કોંકણમાં છે, અને એ **તાનસાના** તળાવના નામથી ઓળખાય છે. એ તળાવોમાંથી લોઢાના નળ મારફતે મીઠું પાણી શહેરમાં લાવવામાં આવે છે, અને શહેરના દરેક ભાગના રહેવાસીઓને પૂરૂં પાડવામાં આવે છે. આથી, તેમ મેલેરીયાના કારણે મુંબઈમાંના ઘણાખરા કુવા તેમ જ તળાવો પૂરી દેવામાં આવ્યાં છે. અને સમય જતે તેની સંખ્યા નહીં જેવી જ રહેશે.

મુંબઈ શહેર એ માંહેલી શોભાયમાન ઇમારતોથી ઘણું સુંદર દેખાય છે, અને બેકબેના ઉપસાગર તરફનો એ શહેરનો દેખાવ ઘણો રળિઆમણો છે. એ હિંદુસ્તાનનાં અતિ શોભીતાં શહેરોમાંનું એક ગણાય છે. મુંબઈ શહેરમાં ઘણાં વિદ્યાલયો છે, અને કેળવણીનું કામ ઘણું સારૂં ચાલે છે. મુંબઇના હજારો કારીગરો પોતાના હુન્નર વડે ગુજરાન કરે છે; પણ આ શહેરનો સર્વથી મોટો ઉદ્યમ સુતર કાંતવાનો અને કાપડ વણવાનો છે, જેને માટે સંખ્યાબંધ મીલો બંધાઈ છે, અને તેમાં લાખો માણસોને રોજી મળે છે.

મુંબઈમાં સ્થાનિક સ્વરાજ્ય છે. શહેરનો સઘળો મ્યુનિસિપલ વહીવટ મ્યુનિસિપલ કોરપોરેશન નામનું મંડળ ચલાવે છે. મ્યુનિ-

સિપલ કોરપોરેશનના ૧૦૬ સભાસદો છે, તેઓ કોરપોરેટર કહેવાય છે. તેઓની ચુંટણી અને નિમણુંક દર ત્રણ વર્ષે થાય છે; ૭૬ સભાસદોની ચુંટણી કર ભરનારા વૉર્ડ દીઠ કરે છે, ૧૬ ને સરકાર નિમે છે. ૧૦ ને ચુંટાયલા ને નિમાયલા સંયુક્ત (કો-ઓપ્ટ) કરે છે. ૧ ની મુંબઈની યુનિવર્સિટી, ૨ ની મુંબઇની ચેમ્બર ઑફ કોમર્સ અને હિંદી વેપારી ચેમ્બર્સ તથા ૧ ની મીલમાલેકોની મંડળી નિમણુંક કરે છે.

મ્યુનિસિપલ વહીવટ બરાબર ચલાવવાની મતલબથી મુંબઈ શહેરના સાત ભાગ કરવામાં આવેલા છે; જે ભાગો "વૉર્ડ" ના નામે ઓળખાય છે; એ ભાગોનાં નામ અંગ્રેજી મૂળાક્ષરો ઉપરથી એ. વૉર્ડ, બી. વૉર્ડ, સી. વૉર્ડ, ડી. વૉર્ડ, ઇ. વૉર્ડ, એફ. વૉર્ડ, અને જી. વૉર્ડ કરીને આપ્યાં છે. તેમ એ વૉર્ડમાં આવેલા મોટા ભાગનું નામ પણ તેને આપવામાં આવ્યું છે. દરેક વૉર્ડમાં મુંબઇના કયા કયા મુખ્ય વિભાગો સમાયલા છે, તે નીચેના કોઠામાં આપ્યા છે:

| વૉર્ડ. | વિભાગો. |
| --- | --- |
| એ. અથવા કોટ વૉર્ડ... | કોલાબા, કોટ, એસ્પ્લેનેડ (મેદાન). |
| બી. અથવા **માંડવી વૉર્ડ**... | ડુંગરી, માંડવી, ચકલો, ઉમરખાડી, બંદરો, ગોદીઓ અને બજારો. |

**સી.** અથવા **ભૂલેશ્વર વૅાર્ડ**...ક્રાફર્ડ મારકેટ, ફનસવાડી, ધોબી તળાવ, ભૂલેશ્વર, કુંભારવાડા, ખારા તળાવ.

**ડી.** અથવા **ગીરગામ વૅાર્ડ**...ખેતવાડી, ગીરગામ, ગામદેવી, ચોપાટી, વાલકેશ્વર, મલબાર હીલ, અને મહાલક્ષ્મી.

**ઇ.** અથવા **ભાયખલા વૅાર્ડ**...ભાયખલા, મજગામ, ટાંક બંદર, તાડવાડી, કામાટીપુરા, ૧ નાગપાડો, ૨ નાગપાડો, તારદેવ.

**એફ.** અથવા **પરેલ વૅાર્ડ**...પરેલ, શિવરી, શિવ, ધારાવી, દાદર, નાયગામ.

**જી.** અથવા **માહીમ વૅાર્ડ**...વરલી અને માહીમ.

મુંબઈના પોલીસ ખાતાએ ઉપલા વૅાર્ડ માન્ય નહીં રાખતાં પોતાની સગવડ પ્રમાણે શહેરના "ડીવીઝન" પાડયા છે, અને તે ડીવીઝનમાં પોલીસ મથકો રાખ્યાં છે.

આ જ પ્રમાણે ટપાલ તથા તાર ખાતાએ પણ પોતપોતાની સગવડ પ્રમાણે મુંબઈના લત્તાઓના ૨૦ નંબરો પાડેલા છે. તેમાંના કેટલાક નીચે આપ્યા છે.

નં. ૧ કોટ; નં. ૨ કાલબાદેવી; નં. ૩ માંડવી; નં. ૪ ગીરગામ; નં. ૫ કોલાબા; નં. ૬ મલબાર હીલ; નં. ૭ ગ્રાન્ટ રોડ; નં ૮ ભાયખલા; નં. ૯ ઉમ્મરખાડી; નં. ૧૦ મજગામ; નં. ૧૧ જેકબ સર્કલ; નં. ૧૪ દાદર; નં. ૧૫ શિવરી વગેરે.

## દ્વીપકલ્પ

**કોલાબા**—મુંબઈ બેટના નૈર્ઋત્ય કોણમાં. અહિં અંગ્રેજી લશ્કર રહે છે; ઉપરાંત મ્હોટે ભાગે પારસી અને અંગ્રેજોની વસ્તી છે. અગાઉ રૂનો સઘળો વ્યાપાર અહીં ચાલતો હતો, પણ હવે રૂની વખારો શિવરીમાં ખસેડવામાં આવી છે.

**વાલકેશ્વર**—મુંબઈ બેટની પશ્ચિમે. આ ભાગની હવા ચોખ્ખી હોવાથી પૈસાદાર લોકો, ના૦ ગવરનર તથા બીજા મોટા ઓફીસરો અહીં રહે છે. વાલકેશ્વર મહાદેવનું મંદિર અને બાણગંગા આ ભાગમાં છે.

**વરલી**—મુંબઈ બેટના વાયવ્ય કોણે. મુંબઈના વસ્તીવાળા ભાગથી દૂર હોવાને લીધે અહીં ગટરની ગલીચી કાઢવામાં આવે છે.

---

## ભૂશિર

**કોલાબા**—કોલાબાની દક્ષિણે.
**વાલકેશ્વર**—વાલકેશ્વરની દક્ષિણે.
**વરલી**—વરલીની ઉત્તરે.
**મામા હાજી**—માહીમની પશ્ચિમે.
**શિવરી**—શિવરીની ઉત્તરે.

---

## ડુંગર

**મલબાર હિલ**
**ખંબાલા હિલ** — મુંબઈ બેટની પશ્ચિમે, ગીરગામ વૉર્ડમાં.
**મહાલક્ષ્મી હિલ**

**શિવરી હિલ**—મુંબઈ બેટની પૂર્વે, પરેલ વૉર્ડમાં.

**વરલી હિલ**—મુંબઈ બેટના વાયવ્ય કોણે, માહીમ વૉર્ડમાં.

**ભંડારવાડા હિલ**—મુંબઈ બેટની પૂર્વે, ભાયખલા વૉર્ડમાં.

---

## નદી—નથી.

---

## ઉપસાગર

**બૅકબે**—મુંબઈ બેટના નૈઋત્ય કોણમાં, કોલાબા અને વાલકેશ્વરની વચ્ચે.

**માહીમ**—મુંબઈ બેટની ઉત્તરે, વરલી અને માહીમની વચ્ચે.

**મુંબઇનું બારૂં**—મુંબઈ બેટની પૂર્વે, બેટ અને કોંકણકાંઠાની વચ્ચે.

---

## તળાવ

**નાખોદાનું તળાવ**—એસ્પ્લેનેડ વિભાગમાં.

**મુંબાદેવી**—ભૂલેશ્વર વિભાગમાં.

*બાબુલા તળાવ—ઉમરખાડી વિભાગમાં.
*ધોબી તળાવ—ધોબીતળાવ વિભાગમાં.
*કાવસજી પટેલનું તળાવ—ભુલેશ્વર વિભાગમાં.
*ભૂલેશ્વરનું તળાવ—ભૂલેશ્વર વિભાગમાં.
*ગોવાળીઆ તળાવ—વાલકેશ્વર વિભાગમાં.
વાલકેશ્વર—વાલકેશ્વર વિભાગમાં.
*પરેલ તળાવ—પરેલ વિભાગમાં.
*નાયગામ તળાવ—શિવ વિભાગમાં.
*જાંબલી તળાવ—માહિમ વિભાગમાં.

---

## ગોદી

સાસુન ગોદી—કોલાબા વિભાગમાં.
સરકારી ગોદી—કોટ વિભાગમાં.
એલેકઝાન્ડ્રા ગોદી—
વિકટોરીયા ગોદી }—માંડવી વિભાગમાં.
પ્રિન્સીસ ગોદી }
પી. એન્ડ ઓ. કંપનીની ગોદી—મજગામ વિભાગમાં.

---

*( આ તળાવો હવે પૂરી નાંખવામાં આવેલાં છે. )

## સમુદ્રમાર્ગે દેશાવર જવાનાં બંદરો

પાલવા બંદર
બેલાર્ડ બંદર } —કોટ વૉર્ડમાં.
મોદી બંદર

વિકટોરીઆ ગોદી } —માંડવી વૉર્ડમાં.
પ્રિન્સીસ ગોદી

મજગામ બંદર—મઝગામ વિભાગમાં.

નાનાં બંદરો—ટાંક બંદર, કરનાક બંદર.

---

## રેલ્વે અથવા લોઢાની સડક

ગ્રેટ ઇન્ડીઅન પેનિન્સ્યુલા રેલ્વે—(ટુંકુ નામ જી. આઇ. પી. આર.) આ રેલ્વે હિંદુસ્તાનમાં સૌથી વધુ વિસ્તારવાળી છે.

બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા રેલ્વે—( ટુંકું નામ બી. બી. એન્ડ સી. આઇ. આર.)

હાર્બર રેલ્વે—બંદરી કાંઠાના વિભાગમાં ચાલતી રેલ્વે.

---

## રેલ્વે સ્ટેશનો

**જી. આઇ. પી. આર. નાં.**

બોરીબંદર અથવા વિકટોરીઆ ટર્મીનસ.

મસજીદ—સેંડહર્સ્ટ રોડ.

ભાયખલા—ચીચપુગલી—

કરીરોડ—પરેલ—દાદર—

માટુંગા—શિવ.

હારબર રેલ્વેનાં.
વિક્ટોરિયા ટર્મીનસ
મસ્જીદ—સેંડહર્સ્ટ—ડોક યાર્ડ,
રે રોડ, શીવરી, ગોવારી,—
માહીમ—કોલવાડા.

બી. બી. એન્ડ
સી. આઇ. આર. નાં.
કોલાબા—ચર્ચગેટ
મરીન લાઇન્સ—ચર્નીરોડ
ગ્રાન્ટરોડ—મહાલક્ષ્મી.
લોઅર પરેલ.
એલફીન્સ્ટનરોડ—દાદર.
માટુંગા—માહીમ.

'હાર્બર બ્રાન્ચ' રેલ્વે કુર્લાથી બોરીબંદર સુધી ચાલે છે; એ રેલ્વે પૂર્વ તરફના કાંઠા ઉપર જી. આઈ. પી રેલ્વેએ શરૂ કરી છે.

ઑફીસોમાં, મીલોમાં અને મારકીટોમાં કામ કરનારા માણસોનો મોટો ભાગ, ઘણુંખરૂં મુંબઇનાં પરાંમાં બેટની બહારનાં ગામોમાં રહે છે તેમને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાઆવવાની તથા માલ ચઢાવવા અને ઉતારવાની સગવડ કરી આપવા સારૂ આ સ્ટેશનો કાઢેલાં છે. લોકલ ગાડીઓથી આ સ્ટેશનો વચ્ચે ઝાઝો વહેવાર ચાલે છે, હવે ઘણુંખરૂં લોકલ ગાડીઓ વિજળિક બળથી ઘણા વેગથી ચાલે છે.

આ ઉપરાંત મુંબઇના અંદરના ભાગોના લોકોના અવરજવરના વ્યવહાર માટે વિજળીની ટ્રામ્વે ઝપાટાબંધ દોડે છે, તેમ હવે મોટરબસોની પણ વ્યવસ્થા ટ્રામ્વે કુંપની તરફથી થઇ છે.

# મોટી અને શોભીતી જાહેર ઈમારતો

મુંબઈમાં સંખ્યાબંધ સુંદર અને રોનકદાર મકાનો છે, તેથી તે ઘણું જ રળીયામણું લાગે છે.

કોલાબાની દીવાદાંડી ( જૂની અને નવી ), વેધશાળા, ગાંડાની ઇસ્પીતાલ ( મેડહાઉસ ), એપોલો બંદર, સેલર્સ હોમ (હવે ઇલાકાની ધારાસભાનું મંદિર); તાજમહાલ હોટેલ, સેક્રેટરીયેટ, એલ્ફીન્સ્ટન કોલેજ, સર કાવસજી જહાંગીર હોલ અને સાયન્સ કોલેજ, પ્રીન્સ આલ્બર્ટ મ્યુઝીયમ, યુનિવર્સિટી હૉલ, રાજાબાઇ ટાવર, હાઈકોર્ટ, બૅંડ સ્ટેન્ડ, પબ્લીકવર્કસ ઑફીસ, ટેલીગ્રાફ ઑફીસ, બી. બી. રેલ્વે ઑફીસ; એલ્ફીન્સ્ટન સરકલ, ઇમ્પીરીઅલ બેંક ઓફ ઇંડિયા, ટાઉન હૉલ, ટંકશાળ, જનરલ પોસ્ટ ઑફીસ, જી. આઇ. પી. રેલ્વે ઑફીસ, બોરીબંદર સ્ટેશન, મ્યુનિસિપલ ઑફીસ; અંજુમન–ઇ–ઇસ્લામ સ્કૂલ, સર જમશેદજી જીજીભાઇ આર્ટ સ્કૂલ, ગોકલદાસ તેજપાળ હૉસ્પીટલ, યુરોપીઅન જનરલ હૉસ્પીટલ, ક્રાફર્ડ મારકેટ, નેટીવ જનરલ લાઇબ્રેરી, ગ્રાન્ટ મેડીકલ કોલેજ ઉર્ફે સર જમશેદજી હોસ્પીટલ, એડવર્ડ મેમોરીયલ હૉસ્પીટલ, ગોરધનદાસ કોલેજ, વિક્ટોરીઆ ગાર્ડન્સમાં વિક્ટોરીઆ એન્ડ આલ્બર્ટ મ્યુઝીઅમ, જમશેદજી નસરવાનજી ટાટા હૉટેલ, વિક્ટોરીઆ અંધશાળા, ગ્લાસલાઇટનું કારખાનું, પરેલ લેબોરેટરી, જી. આઇ. પી. અને બી. બી. એન્ડ સી. રેલ્વેની વર્કસશોપો, વાલકેશ્વરનો સરકારી મહેલ, ના. ગાયકવાડનો

મહેલ, બાબુલનાથનું દેવળ, ટ્રામ્વેનું કારખાનું, વાંદરાનો પુલ, આરથર રોડ હોસ્પીટલ, વગેરે, વગેરે.

આ સિવાય કોટ તથા બહાર કોટમાં બીજી ઘણીએક જોવા લાયક જગ્યાઓ અને મીલો તથા કારખાનાંઓ છે. મોટી મોટી હોટેલો, બેંકો, રમતગમતનાં મેદાનો, કોલેજો, નાટકશાળાઓ, ચોપાટી, મહાલક્ષ્મી ઉપરનું તોપખાનું, રેસકોર્સ અથવા શરતનું મેદાન, નામદાર મહુંમ મહારાણી અને શહેનશાહ, ગવરનરો, સુપ્રસિદ્ધ નરો, આદિનાં પુતળાં વગેરે વગેરે જોવા લાયક છે.

---

# મુંબઈ ઈલાકો

## પ્રકરણ ૩ જું

જે ઇલાકામાં આપણે વસીએ છીએ, તેને મુંબઇ ઇલાકો કહે છે. મુંબઇ ઇલાકો હિન્દુસ્તાન દેશનો એક રાજકીય ભાગ છે અને તેના પશ્ચિમ ભાગમાં તે આવેલો છે. હિન્દુસ્તાન દેશ એશિયા ખંડની દક્ષિણે આવેલો છે.

**વિસ્તાર**—મુંબઇ ઇલાકો લાંબો અને સાંકડો મુલક છે. અને લંબાઇ આશરે ૧,૦૦૦ માઇલ છે, વધારેમાં વધારે પહોળાઇ ૯૦૦ માઇલ છે. પણ એની સરાસરી પહોળાઇ ૧૯૦ માઇલ છે. ઇલાકાના બે વિભાગ મુખ્યત્વે છેઃ ખાલસા અને દેશી રાજ્યો. તેમાં ખાલસા વિભાગનું ક્ષેત્રફળ ૧,૨૩,૫૪૧ ચોરસ માઇલ અને દેશી રાજ્યોનું


મુંબઈ ઈલાકો.
જોશી કંપની નકશા કરનાર
ગિરગામ. મુંબઈ
મુંબઈ ઈલાખાનો જીલ્લો
સિંધપ્રાંત.
૧ અપર સિંધ ફ્રંટીયર
૨ શિકારપૂર
૩ લારખાનાં.
૪ હૈદરાબાદ
૫ કરાચી
૬ થર અને પારકર
ગુજરાત
૭ અમદાવાદ
૮ ખેડા
૯ પંચમહાલ
૧૦ ભરુચ
૧૧ સુરત.
દક્ષણ.
૧૨ પૂર્વખાનદેશ
૧૩ પશ્ચિમ ખાનદેશ
૧૪ નાશીક
૧૫ નગર
૧૬ પુના
૧૭ સાતારા
૧૮ સોલાપૂર
કોંકણ.
૧૯ થાના
૨૦ કોલાબા
૨૧ રત્નાગિરિ
દ. મરાઠા.
૨૨ બેલગાંમ
૨૩ ધારવાડ
૨૪ બિજાપૂર
૨૫ કારવાર
જેસલમીર
જોધપૂર
અજમીર
જયપૂર
ઉદેપૂર
પાલનપૂર
પોરબંદર
રાજકોટ
જુનાગઢ
સુરત
મુંબઈ
રત્નાગિરી
કારવાર
મદ્રાસ ઈલાકો

ક્ષેત્રફળ ૬૩,૪૫૩ ચોરસ માઇલ મળી, આખા ઇલાકાનું ક્ષેત્રફળ ૧,૮૬,૯૯૪ ચોરસ માઇલ છે. ઈલાકામાં દેશી રાજ્યો સાથે સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૨,૭૪,૩૬,૪૬૩ માણુસની વસ્તી છે: તેમાં નાનાં દેશી રાજ્યોમાં ૭૪ લાખ, ગાયકવાડીમાં ૨૧ લાખ ૨૧ હજાર અને ખાલસા મુલકમાં ૧ કરોડ ૯૪ લાખ છે.

---

## મુંબઈ ઈલાકાની સીમા

મુંબઇ ઇલાકાની વાયવ્ય, ઉત્તર, અને ઇશાન દિશાએ **બલુચિસ્તાન, પંજાબ** અને **રજપુતાનાનાં સંસ્થાનો** છે, અને પશ્ચિમે **અરબી** સમુદ્ર છે; દક્ષિણે **મદ્રાસ** ઇલાકો અને **મ્હૈસુર** પ્રાંત છે; અને પૂર્વે **રજપુતાનાનાં સંસ્થાન, માળવા મધ્ય** હિંદનાં સંસ્થાનો, **મધ્યપ્રાંત, બીરાર** અને **નિઝામનું** રાજ્ય છે..

---

## મુંબઈ ઈલાકાના મુખ્ય ભાગો

**૧. સિંધ વિભાગ.**
**૨. ઉત્તર વિભાગ.** (ગુજરાત, કાઠીઆવાડ; કચ્છ સહિત)..
**૩. મધ્ય વિભાગ.**
**૪. દક્ષિણ વિભાગ.** (ઉત્તર મહારાષ્ટ્ર).
**૫. મુંબઇ બેટ.**
**૬. મુંબઇ પરાં વિભાગ.**

ઇલાકાના સામાન્ય રીતે કુદરતી વિભાગ ૫ છે: સિંધ, કચ્છ, ગુજરાત, મહારાષ્ટ્ર, અને કોંકણ. દરેક વિભાગના **જીલ્લા** અને **દેશી સંસ્થાનના** પેટા વિભાગ ગણવામાં આવેલા છે. વિભાગનો જે ભાગ દેશી રાજ્યોથી રોકાયલો નથી, તે ભાગ જીલ્લાઓમાં ગણાય છે. દેશી રાજાઓ અંગ્રેજ સરકારને નીમેલી ખંડણી આપે છે, અને તેઓની દરબારમાં નીમેલા અંગ્રેજ અમલદારોની સલાહ પ્રમાણે રાજ્યકારભાર ચલાવવામાં આવે છે. ખંડણી અને તેમના જૂના ઐતિહાસિક મોભા પ્રમાણે આ દેશી રાજ્યોના પહેલો, બીજો, ત્રીજો, ચોથો એમ વર્ગો પાડેલા છે.

કેટલાંક નાનાં નાનાં રાજ્યોને ભેગાં કરીને એકજ અમલદારની દેખરેખ તળે સોંપેલાં હોય છે. એવાં ભેગાં કરેલાં રાજ્યોને **એજન્સી** કહે છે.

---

## મુંબઈ ઈલાકાના મુખ્ય પર્વત

૧. **હાલા પર્વત**—સિંધ વિભાગમાં.
૨. **ગિરનાર**—કાઠિયાવાડમાં.
૩. **વિંધ્યાચળ**—ગુજરાતમાં નર્મદાને ઉત્તરે.
૪. **સાતપુડા પર્વત**—ગુજરાત અને દક્ષિણમાં.
૫. **સહ્યાદ્રિ પર્વત** અથવા **પશ્ચિમઘાટ**—કોંકણ અને દક્ષિણની વચ્ચે.

---

## મુંબઈ ઇલાકાના મુખ્ય ડુંગરો

૧. **આબુ**—ગુજરાતમાં ઉત્તરે.

૨. **આરાસુર**—આબુ નજદીક.

૩. **પાવાગઢ**—ગુજરાતમાં પંચમહાલમાં.

૪. **શેત્રુંજો**—પાળીતાણા પાસે.

૫. **બરડો**—કાઠીઆવાડમાં, પોરબંદર પાસે.

૬. **ઠાંગા**—થાન ચોટીલા પાસે કાઠીઆવાડમાં.

---

## મુંબઇ ઇલાકાના મુખ્ય અખાત

૧. **કચ્છનો અખાત**—કચ્છ અને કાઠીઆવાડની વચ્ચે.

૨. **ખંભાતનો અખાત**—કાઠીઆવાડની પૂર્વે.

૩. **કારોની ખાડી કે અખાત**—કચ્છ અને સિંધની વચમાં.

---

## મુંબઇ ઇલાકાની મુખ્ય નદીઓ

૧. **સિંધુ**—હિમાલય પર્વતમાંથી નીકળી, પંજાબમાં થઇને સિંધ વિભાગમાં વહે છે અને અરબી સમુદ્રને મળે છે.

૨. **બનાસ**—શીરોહીના ડુંગરમાંથી નીકળી, કચ્છના રણને મળે છે.

૩. **સરસ્વતી**—આરાસુરના ડુંગરમાંથી નીકળી, કચ્છના રણમાં વહે છે.

૪. **સાબરમતી**—આરાવલી ડુંગરમાંથી નીકળી નૈર્ઋત્ય કોણ તરફ વહી ખંભાતના અખાતને મળે છે.

૫. **મહી**—માળવામાંથી ઉતરી, ઉત્તરથી દક્ષિણ તરફ વહી ખંભાતના અખાતને મળે છે.

૬ **નર્મદા**—સાતપુડા પર્વતમાંથી નીકળી, પૂર્વથી પશ્ચિમ તરફ વહી ખંભાતના અખાતને મળે છે.

૭. **કીમ**—રાજપીપળાના ડુંગરમાંથી નીકળી, અંકલેશ્વર તાલુકાની દક્ષિણે વહી, ખંભાતના અખાતને મળે છે.

૮. **તાપી**—સાતપુડાના પર્વતમાંથી નીકળી, પૂર્વથી પશ્ચિમ તરફ વહી, અરબી સમુદ્રને મળે છે.

૯. **ગોદાવરી**—ત્ર્યંબક આગળથી નીકળી, પશ્ચિમથી પૂર્વ તરફ વહી, બંગાળાના ઉપસાગરને મળે છે.

૧૦. **ભીમા**—ઘાટમાંથી નીકળી, પશ્ચિમથી પૂર્વ તરફ વહી, કૃષ્ણાને મળે છે.

૧૧. **નીરા**—ઘાટમાંથી નીકળી, ભીમાને મળે છે.

૧૨. **કૃષ્ણા**—મહાબલેશ્વરમાંથી ઉત્પન્ન થઈ, પશ્ચિમથી પૂર્વ તરફ વહી, બંગાળાના ઉપસાગરને મળે છે.

૧૩. **તુંગભદ્રા**—પશ્ચિમ ઘાટમાંથી નીકળી કૃષ્ણાને મળે છે. કાઠીઆવાડમાં નદીઓ નાની છે; ભાદર અને શેત્રુંજી.

---

## મુંબઇ ઇલાકાનાં મુખ્ય બંદરો

| | | |
|---|---|---|
| ૧. મુંબઇ | ૭. સુરત | ૧૩. માંગરોળ |
| ૨. રત્નાગિરિ | ૮. ભરૂચ | ૧૪. દ્વારકાં (ઓખા) |
| ૩. ગોવા (પંજીમ) | ૯. ખંભાત | ૧૫. પોરબંદર |
| ૪. કારવાડ | ૧૦. ભાવનગર | ૧૬. બેડી (જામનગર) |
| ૫. દમણ | ૧૧. ઘોઘા | ૧૭. માંડવી |
| ૬. વસઇ | ૧૨. વેરાવળ | ૧૮. કરાંચી |

---

## મુંબઇ ઇલાકાની રાજ્યરીતિ

આખા મુંબઈ ઇલાકા ઉપર એક વડો અંગ્રેજ અમલદાર હુકુમત ચલાવે છે. તેને "ગવર્નર" કહે છે, અને તેની નિમણુંક ઇંગ્લાંડના આલીજહાં ખુદાવિંદ **શેહેનશાહ** કરે છે. નામદાર ગવર્નરને રાજ્યકારભારમાં સલાહ અને મદદ આપવાને બે કાઉન્સિલો—મંડળી છે: **૧ કારોબારી મંડળી અને ૨ ધારા ઘડનારી મંડળી.** કારોબારી મંડળીના સભાસદ **એક્ઝીક્યુટીવ કાઉન્સિલર** કહેવાય છે; એમની સંખ્યા ચાર હોય છે. તેમાંનો એક હિન્દી જરૂર હોવો જોઇએ; પણ હાલ ના. ગવર્નરની કારોબારી મંડળીમાં બે હિંદીઓ અને બે અમલદારો છે. ઉપરાંત ના. ગવર્નરને ધારા ઘડનારી મંડળીના ચુંટાયલા સભાસદોમાંથી પોતે પસંદ કરેલા ત્રણ પ્રધાનોની મદદ મળે છે.

ઇલાકાનાં વહીવટખાતાં બે ભાગમાં વહેંચાયલા છે: ૧, અનામત (રીઝર્વ્ડ) અને ૨. સુપ્રત (ટ્રાન્સફર્ડ). ના. ગવર્નર, અનામત ખાતાંઓનો વહીવટ ચાર કારોબારીઓની મંડળીની મદદ અને સુપ્રત ખાતાંઓનો વહીવટ ત્રણ પ્રધાનોની મદદથી ચલાવે છે.

ચાર કારોબારી સભાસદોમાંથી એકને નાણાં અને મહેસુલ ખાતું સોંપાય છે, બીજાને જમીન મહેસુલ ખાતું, ત્રીજાને સ્વદેશ (રાજયદ્વારી) ખાતું અને ચોથાને સામાન્ય વહીવટ ખાતું સોંપાય છે. ત્રણ પ્રધાનોમાંથી એકને કેળવણી ખાતું સોંપેલું છે, જેમાં આરોગ્ય, વૈદકીય અને ઉદ્યોગ ખાતું સમાવાયલું છે: બીજા પ્રધાનને સ્થાનિક સ્વરાજ્ય ખાતું સોંપેલું છે, જેમાં જીલ્લા મ્યુનીસીપાલીટીઓ જીલ્લા અને તાલુકા મંડળો (લોકલ બોર્ડો), ઢોર વૈદકખાતું અને જાહેર બાંધકામ ખાતું સમાવેલું છે. ત્રીજાને જંગલ ખાતું સોંપેલું છે: જેમાં ખેતીવાડી, સહકારી આંટવાળી મંડળીઓ, આબકારી નોંધણી વગેરે ખાતાં સમાવેલાં છે.

ધારા ઘડનારી મંડળીમાં કુલ ૧૧૧ સભાસદો છે: જેમાં ૮૬ ઇલાકાના મતદારોએ ચુંટેલા અને ૨૫ સરકારે નીમેલા છે: આ ૨૫ નીમેલા સભાસદોમાં ૨૦ અમલદારો અને ૫ બીન અમલદારો હોય છે. ધારાસભાના પ્રમુખની ચુંટણી આ ૧૧૧ સભાસદો કરે છે. ધારાસભા વર્ષમાં બેથી ત્રણ વાર મળે છે. તેના ઠરાવો ભલામણના રૂપના ગણાય છે, તેના અમલ માટે સરકાર

ખાસ બંધાયલી નથી. અનામત ખાતાં ધારાસભાને જવાબદાર નથી, પરંતુ સભાસદો તે સંબંધમાં સવાલો પૂછીને કારોબારીઓ પાસેથી વિગતો માગી શકે છે, કે બજેટ વેળા તે ઉપર ટીકા કરી શકે છે. પણ સુપ્રત ખાતાં ધારાસભાને જવાબદાર લેખાય છે. ધારાસભા પ્રધાનો ઉપર ઠપકાની દરખાસ્ત પસાર કરીને, કે પગાર નામંજુર કરીને તેમને ઓદ્ધા પરથી ખસેડી શકે છે.

ઇલાકાના મુખ્ય શહેર મુંબઇમાં ઇનસાફની મોટી અદાલત હાઇ કોર્ટ છે. તેનો વડો ન્યાયધીશ ઇલાકાની સઘળી અદાલતો ઉપર દેખરેખ રાખે છે. તેની મદદમાં બીજા દશ ન્યાયાધીશો હોય છે. ઉપરાંત સિંધને માટે એક જ્યુડીશીયલ કમીશનર અને તેના હાથ નીચે ચાર બીજા ન્યાયાધીશો હોય છે.

ઇલાકા માહેલાં, વડોદરા સિવાયનાં, સઘળાં દેશી રાજ્યો મુંબઇના ના૦ ગવરનરના તાબા હેઠળ સને ૧૯૨૪ ના ઓક્ટોબર સુધી હતાં. પણ તે પછી કચ્છ, અને કાઠીઆવાડ અને પાલણપુર એજન્સીનાં દેશી રાજ્યો ના૦ ગવરનર જનરલની સીધી હકુમત હેઠળ મૂકાયાં છે: તેને **વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ એજન્સી** કહે છે. તેનો વહીવટ **ફર્સ્ટકલાસ રેસીડન્ટ** અને **એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ** ચલાવે છે. તેનું મુખ્ય મથક રાજકોટ છે. તેના તાબાના પોલીટીકલ એજન્ટો દેશી રાજાઓ અને તેમના કારભારીઓને રાજ્યકારભારમાં મદદ કરે છે અને સલાહ આપે છે. તેઓ દેશી રાજ્યો પાસેથી ખંડણી વસુલ કરે છે અને અંગ્રેજ સરકારના

હુકકો ઉપર દેખરેખ રાખે છે. અને તે ના. ગવરનર જનરલના હુકમ મુજબ ચાલે છે.

વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ એજન્સી સિવાયનાં, સિંધ અને ઇલાકાનાં બીજાં નાનાં રાજ્યો મુંબઇના ગવર્નરની હુકુમત હેઠળ છે. અને તે ઉપર પોલીટીકલ એજન્ટો, જીલ્લાના કમીશનરો અને કલેકટરો દેખરેખ રાખે છે. સિંધ એજન્સી, મહીકાંઠા એજન્સી, ખેડા એજન્સી, રેવાકાંઠા એજન્સી, સુરત એજન્સી, થાણા એજન્સી, રાજપીપળા—બારીઆ, અને દક્ષિણ મહારાષ્ટ્રની એજન્સીઓ—એ સહુનો આમાં સમાવેશ થયલો છે.

ઇલાકાના સઘળા જિલ્લાઓને ચાર મોટા અને બે નાના વિભાગમાં વહેંચ્યા છે અને તેમને ચાર **'કમીશનર'** ના તાબામાં સોંપેલા છે. તેઓ મુલકી, ફોજદારી તથા લોકની વ્યવસ્થા અને સ્થાનિક સ્વરાજ્યનાં કામો ઉપર દેખરેખ રાખે છે. કમીશનરોના તાબામાં કેટલીએક નાની નાની 'પોલીટીકલ એજન્સીઓ' પણ સોંપેલી છે. સઘળા કમીશનરો મુંબઇના ના૦ ગવર્નર અને તેની કારોબારી કાઉન્સીલના હુકમ મુજબ ચાલે છે.

કમીશનરોના તાબા હેઠળ દરેક જિલ્લામાં હકુમત ચલાવવાને **'કલેકટરો'** નીમેલા છે. તેઓ સરકાર તરફથી જમાબંદી વસુલ કરે છે. અને મુલકી, ફોજદારી તથા લોકોપયોગી દરેક કામ ઉપર નીધાહ રાખે છે. વળી તેઓ પોતાના તાબાનાં નાનાં નાનાં રજવાડાં ઉપર દેખરેખ પણ રાખે છે. કલેકટરને મદદ કરવાને

'આસિસ્ટંટ કલેકટર' અને 'ડેપ્યુટી કલેકટર' હોય છે. તેઓને જિલ્લાના ભાગો સોંપવામાં આવે છે. વળી દરેક જિલ્લાના **તાલુકામાં** ભાગ કરેલા છે. દરેક તાલુકામાં એક **મામલતદાર** હકુમત ચલાવે છે અને તે કલેકટરના હુકમ મુજબ ચાલે છે. તે ઉપરાંત પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ, એન્જીનીઅર, પોસ્ટ માસ્તર જનરલ, વગેરે લોક-વહીવટી ખાતાંના અમલદારો પણ હોય છે.

દરેક જિલ્લામાં ડિસ્ટ્રિકટ જડજ એટલે મુખ્ય ન્યાયાધીશ હોય છે, અને તેના હાથ નીચે આસીસ્ટંટ જડજ, સેશન્સ જડજ અને મુનસફો હોય છે, દવાખાનાં માટે સર્જનો અને ડાકટરો પણ હોય છે. કેટલાંક શહેરોમાં સીટી મેજીસ્ટ્રેટોની કચેરીઓ અને સ્મોલકૉઝ કોર્ટો પણ હોય છે.

---

## ૧. સિંધ વિભાગ

સિંધ વિભાગ મુંબઇ ઇલાકાની ઉત્તરે અને વાયવ્ય ખુણામાં, બલુચિસ્તાન દેશ અને રજપુતાના પ્રાંતની વચ્ચે આવેલો છે. તેનું ક્ષેત્રફળ ૪૬,૯૮૬ ચોરસ માઇલ છે. ૧,૮૦૦ માઇલ લાંબી સિંધુ નદી આ પ્રાંતમાં વહે છે. તેના ઉપરથી આ પ્રાંતનું નામ સિંધ પડેલું છે. તેમાં સને ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૩૫,૧૩,૪૩૫ માણસની વસ્તી છે. એ પ્રાંતના લોકોને **સિંધી** લોક કહે છે, જેઓનો લગભગ પોણો ભાગ મુસલમાન ધર્મ પાળે છે, અને બાકીના હિંદુ છે. એ વિભાગની

મુખ્ય ભાષા **સિંધી** અને **બલુચી** છે. સિંધમાં વરસાદ થોડો પડે છે; પરંતુ માર્ચથી સપ્ટેમ્બર માસ સુધીમાં હિમાલય પર્વતનો બરફ પીગળવાથી સિંધુ નદીમાં ભારે રેલ આવે છે અને પાણી આસપાસના મુલકમાં ફરી વળે છે, તેથી ધરતી રસાળ બને છે, અને પુષ્કળ ધાન્ય પાકે છે. ખેતરોમાં પાણી પૂરૂં પાડવા માટે ઘણી નેહેરો ખોદેલી છે. એ દેશના પશ્ચિમ ભાગમાં ડુંગરા છે, તેમાં ભરવાડોનાં ઘેટાંને માટે સારો ચારો ઉગે છે. પૂર્વ ભાગમાં મોટું થરપારકરનું રણ છે. ઉત્તર ભાગ ઉજ્જડ છે. એ દેશનો દક્ષિણ ભાગ ખારવાળો છે. અને ત્યાંની હવા ઘણી રોગીલી છે.

સિંધ પ્રાંતમાં ખેતીની પેદાશ સારી થાય છે, તેમાં મુખ્ય ઘઉં, જુવાર, બાજરી, ડાંગર, રૂ, તથા તેલી બીઆં થાય છે. એ વિભાગ ઉપર કમીશનર હુકુમત ચલાવે છે અને તેનો કરાંચીમાં મુકામ છે.

સિંધ વિભાગના પાંચ જિલ્લા અને બે પરગણામાં ભાગ કરવામાં આવેલા છે. વળી એમાં **ખૈરપુર** નામે એક દેશી સંસ્થાન છે. ત્યાંનો રાજા અમીર કહેવાય છે. **હૈદ્રાબાદ** શહેર જે સિંધ વિભાગની રાજધાની છે, એ વિભાગનું મુખ્ય બંદર **કરાંચી** છે. તે મુંબઇથી ઉતરતું, પણ બીજા નંબરનું બંદર છે. એમાં માટીનાં વાસણ, ચામડાંની ચીજો અને શેતરંજીઓ બને છે.

---

## સિંધ વિભાગના જિલ્લાઓ અને શહેરો

| જિલ્લા | | મુખ્ય શહેરો |
|---|---|---|
| ૧. સક્કર | ... ... | સક્કર, બક્કર, શીકારપુર. |
| ૨. હૈદ્રાબાદ ... | ... | હૈદ્રાબાદ, હાલા. |
| ૩. કરાંચી ... | ... | કરાંચી, કોટડી, ઠઠ્ઠા. |
| ૪. લારખાના | ... | લારખાના ને સેવાન. |
| ૫. નવાબશાહ | ... | નવાબશાહ, નો શહેરો, શાહદાદપુર. |
| **પ્રગણાં** | | |
| ૬. ઉપલો સરહદનો મુલક | ... | જેકોબાબાદ. |
| ૭. થર અને પારકર | ... | મીરપુર, ખાસ, અમરકોટ. |
| **સંસ્થાન** | | |
| ૮. ખૈરપુર | ... ... ... | ખૈરપુર. |

---

## ૨. ઉત્તર વિભાગ

ઉત્તર વિભાગ, મુંબાઇ ઇલાકાના મધ્ય ભાગમાં અરબી સમુદ્ર અને મધ્ય હિન્દનાં સંસ્થાનોની વચ્ચે આવેલો છે. તેની ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે માળવા અને ખાનદેશ, દક્ષિણે થાણા જીલ્લો અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. એ પ્રાંત સાથે વડોદરા રાજ્યનો મુલક ચાર કટકામાં વહેંચાયલો ભળી ગયો છે. એ પ્રાંતમાં મુખ્યત્વે કરીને ગુજરાતી હિન્દુઓ વસે છે, અને ઘણાખરા લોકો હિન્દુ તથા જૈન ધર્મ પાળે છે. કુલ વસ્તી ૩૭,૧૮,૦૦૦ છે. એ પ્રાંતની મુખ્ય

ભાષા **ગુજરાતી** છે. અને તેની ધરતી ઘણી રસાળ અને ફળદ્રુપ છે. તેમાં કાઠીઆવાડના ભાગમાં ઘણા ડુંગરો છે. એ પ્રાંતમાં **સાબરમતી, મહી, નર્મદા, તાપી, કીમ, પૂર્ણા, બનાસ, સરસ્વતી,** એ નદીઓ વહે છે.

ઉત્તર વિભાગમાં ઘણાં દેશી રાજ્યો છે, એ વિભાગમાં છ જિલ્લા, ત્રણ દેશી સંસ્થાન અને એજન્સિઓ છે. **અમદાવાદ** શહેર, જે સાબરમતી નદી ઉપર આવેલું છે, તે એની રાજધાની છે. ઉત્તર વિભાગનાં મુખ્ય બંદર **દમણ, સુરત, ભરૂચ, ખંભાત, ઘોઘા, ભાવનગર, દીવ, વેરાવળ, પોરબંદર, દ્વારિકા ઓખા** અને **કુચ્છ, માંડવી** છે. બે મોટી લોઢાની સડક છે: એક "બોમ્બે બરોડા" અને બીજી "રજપુતાના માળવા." ઉપરાંત ટાપ્ટી વેલી, પ્રાંતીજ, ધોળકા અને કપડવણજ રેલ્વેઓ છે. દેશી રાજાઓએ પણ પોતપોતાના મુલકોમાં કેટલીએક નાની લોઢાની સડક બાંધેલી છે. તેમાં વડોદરા—ડભોઇ રેલ્વે, મ્હેસાણા પાટણ રેલ્વે, ભાવનગર—ગોંડલ રેલ્વે, તથા જામનગર—દ્વારિકા રેલ્વે, મોરબી—જામનગર રેલ્વે, મુખ્ય છે.

---

## ઉત્તર વિભાગના વિભાગો

### જિલ્લા

| | |
|---|---|
| ૧. **અમદાવાદ** | ૪. **ભરૂચ** |
| ૨. **ખેડા** | ૫. **સુરત** |
| ૩. **પંચમહાલ** | ૬. **થાણા** |

## એજન્સી

૧. વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સી (ગવર્નર જનરલને તાબે)
૨. ખંભાત.
૩. મહીકાંઠા.
૪. રેવાકાંઠા
૫. પંચમહાલ.
૬. સુરત.

---

## (૧) અમદાવાદ જિલ્લો

અમદાવાદ જિલ્લો ગુજરાત પ્રાંતના ઉત્તર ભાગમાં આવેલો છે. એ સૌથી મોટો જિલ્લો છે. એની ઉત્તરે નામદાર ગાયકવાડ સરકારનો મુલક છે, પૂર્વે ખેડા જિલ્લો છે, અને પશ્ચિમે તથા દક્ષિણે કાઠીઆવાડ પ્રાંત છે. એમાં એનો ઘણોખરો મુલક સપાટ છે. સને ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે વસ્તી ૮,૨૭,૮૦૯ માણસની છે. એનું ક્ષેત્રફળ ૩,૮૨૪ ચોરસ માઇલ છે. અને એમાં મુખ્ય નદી **સાબરમતી** છે. એ જિલ્લામાં ખેતીવાડીનું કામ સારૂં ચાલે છે. એ જિલ્લાના છ તાલુકા અને બે પેટા મહાલ કરેલા છેઃ **૧. પ્રાંતીજ, ૨. વીરમગામ, ૩. ધોળકા, ૪. ઉત્તર દશક્રોઇ, ૫. દક્ષિણ દશક્રોઇ; ૧. ધંધુકા, ૧. ઘોઘા, ૨. સાણંદ, ૩. પાટડી** અને **મોડાસા** એ ત્રણ પેટા તાલુકા છે. જિલ્લાની મુખ્ય પેદાશ રૂ, ગળી, તંબાકુ, દીવેલી, ડાંગર, ચણા, અને શેરડી છે.

અમદાવાદ જિલ્લાનું મુખ્ય શહેર **અમદાવાદ** છે. તે સાબરમતીને કાંઠે આવેલું છે. એ શહેરમાં આગલા વખતની ઘણી સુંદર ઇમારતો છે. મુસલમાની રાજ્યકાળમાં એ મુખ્ય પાટનગર હતું. એ શહેરમાં **આર્ટસ્કુલ, મેડીકલ કૉલેજ, ટ્રેનીંગ સ્કુલો, પુસ્તકશાળાએ, મદરેસાઓ, રોજાઓ, મસીદો, તળાવો, હાઇસ્કુલો,** અને **કન્યાશાળાઓ** સ્થાપેલાં છે, અને તેમને માટે શોભાયમાન મકાનો બાંધેલાં છે. એ શહેરમાં વળી રેશમી, કસબી તથા સુતરાઉ કાપડ વણાય છે. એમાં રૂની ઘણી મીલો અને કારખાનાં છે. ગુજરાતમાં એ વેપારનું આગળ પડતું મથક છે.

અમદાવાદ જિલ્લાનાં બીજાં મોટાં શહેરો **વીરમગામ, ખારાઘોડા, ધોળકા, ધોલેરા, ઘોઘા, પ્રાંતીજ, દશક્રોઇ, ધંધુકા, મોડાસા, પાટડી** અને **સાણંદ** છે.

---

## (૨) ખેડા જિલ્લો

ખેડા જિલ્લો અમદાવાદ જિલ્લાની પૂર્વે અને દક્ષિણે આવેલો છે. એનું ક્ષેત્રફળ ૧,૫૯૬ ચોરસ માઇલ છે. એની પૂર્વે અને દક્ષિણે મહી નદી છે; ઉત્તરે ગાયકવાડનો મુલક, અમદાવાદ જિલ્લો અને રેવાકાંઠા છે અને પશ્ચિમે ખંભાત સંસ્થાન અને અમદાવાદ જિલ્લો છે. એ જિલ્લાની જમીન સપાટ અને રસાળ છે. એમાં પણ ખેતી સારી થાય છે. તેની વસ્તી સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે

૭,૧૧,૦૦૦ માણુસની છે. એમાં **મહી** નદી મુખ્ય છે. એ સિવાય, **વાત્રક, મેશ્વો, શેઢી, મોહોર,** અને **ખારી** નદીઓ છે. એ જિલ્લાના પણ સાત **તાલુકા** કરેલા છે: **કપડવણજ ઠાસરા, નડીઆદ, મેહેમદાવાદ, માતર, આણંદ** અને **બોરસદ.** એમાં ખેડા, મહુધા, અને ઉમરેઠ પેટા તાલુકા છે. જિલ્લાની મુખ્ય પેદાશ બાજરી, જુવાર, ડાંગર, શેરડી, વરીયાળી અને તંબાકુ છે.

ખેડા જિલ્લાનું મુખ્ય શહેર **ખેડા** છે, જ્યાં કલેકટરની કચેરી છે; પણ એ જિલ્લાનું ઘણી વસ્તીવાળું અને વેપારમાં આગળ વધેલું શહેર **નડીઆદ** છે. એ ખેતીવાડી ખાતાનું મથક છે. ત્યાં એક સરકારી અને ત્રણ ખાનગી હાઇસ્કુલ છે. **ડાકોર** જાત્રાના સ્થળ તરીકે સુપ્રસિદ્ધ છે. બીજાં મોટાં શેહેરો **કપડવણજ, ડાકોર, ઉમરેઠ, આણંદ, વડતાલ, મેહેમદાવાદ, માતર, મહુધા** અને **બોરસદ** છે.

---

## (૩) પંચમહાલ જિલ્લો

પંચમહાલ જિલ્લો ખેડા જિલ્લાની પૂર્વે આવેલો છે. તેની વસ્તી સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૩,૭૪,૮૬૦ માણુસની છે. એનું ક્ષેત્રફળ ૧,૬૦૬ ચોરસ માઇલ છે. ગોધરા, કાલોલ, હાલોલ, ઝાલોદ અને દાહોદ, એ પાંચ મહાલ ઉપરથી તેનું નામ

પંચમહાલ પડેલું છે. રેવાકાંકાઠા એજન્સીનો થોડો ભાગ વચ્ચે આવ્યાથી એ જિલ્લાના બે ભાગ થઈ ગયા છે. એક ભાગનું મુખ્ય શહેર **ગોધરા** છે. ત્યાં એક હાઈસ્કુલ છે. અને બીજા ભાગનું મુખ્ય શહેર **દાહોદ** છે. એ જિલ્લાના ત્રણ તાલુકા કરેલા છે. એ જિલ્લાની જમીન ઉંચી, નીચી અને વેરાન છે, તેથી ખેતીવાડીનું કામ સારૂં ચાલતું નથી. જીલ્લાની મુખ્ય પેદાશ મકાઇ, ચણા, તલ, અવે મહુડાં છે. આ જિલ્લાનો સાગ તથા ઈમારતી લાકડું દેશપરદેશ ચઢે છે. મુખ્ય નદી **માહી** છે. એમાં ત્રણ તાલુકા છે: **ગોધરા, કાલોલ, દાહોદ**; અને હાલોલ તથા ઝાલોદ એ બે પેટા મહાલ છે.

---

## (૪) ભરૂચ જિલ્લો

ભરૂચ જિલ્લો ખેડા જિલ્લાની દક્ષિણે આવેલો છે. એની સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે વસ્તી ૩,૦૭,૭૪૫ માણસની છે. એનું ક્ષેત્રફળ ૧,૪૬૮ ચોરસ માઈલ છે. એની પશ્ચિમે ખંભાતનો અખાત છે. દક્ષિણે કીમ નદી છે. પૂર્વે ગાયકવાડનો મુલક અને ઉત્તરે મહી નદી છે. એ જિલ્લાની પશ્ચિમે ખંભાતનો અખાત છે. એ અખાતમાં **નર્મદા** અને **કીમ** નદી મળે છે. નર્મદા નદી ઘણી મોટી અને ઊંડી છે. તેથી એની મારફતે બહોળો વેપાર ચાલે છે. અગાઉ ભરૂચ એક શકરી બંદર હતું, પણ તે પડી ભાંગ્યું છે. હવે તેની

ખીલવણીનો પ્રયાસ થશે એમ લાગે છે. નર્મદા નદી ઉપર આગગાડી જવા આવવાને માટે એક મોટો પુલ બાંધવામાં આવેલો છે. એ જિલ્લાની જમીન ઘણી રસાળ છે, અને ખેતીવાડી સારી ચાલે છે. એની મુખ્ય પેદાશ રૂ છે. એ જિલ્લાના પાંચ તાલુકા કરેલા છે: **ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ અને જંબુસર**

ભરૂચ જિલ્લાનું મુખ્ય શહેર **ભરૂચ** છે. ત્યાં હાઈસ્કુલ છે. એ નર્મદા નદીના મુખ આગળ આવેલું છે. એ શહેર વેપારનું મુખ્ય શહેર હોવાથી ત્યાં વેપારરોજગાર સારો ચાલે છે. બીજાં મોટાં શહેરો **અંકલેશ્વર, હાંસોટ, વાગરા, આમોદ** અને **જંબુસર** છે. એમાં **ભાડભૂત** અને **શુકલતીર્થ** એ બે યાત્રાનાં સ્થળો છે.

---

## (૫) સુરત જિલ્લો

સુરત જિલ્લો ભરૂચ જિલ્લાની દક્ષિણે આવેલો છે. એની ઉત્તરે કીમ નદી છે. એની પશ્ચિમે ખંભાતનો અખાત અને અરબી સમુદ્ર છે, અને પૂર્વે ગાયકવાડનો મૂલક તથા વાંસદા અને ધરમપોરનાં રાજ્યો છે. એ જિલ્લાની જમીન ૧,૬૫૧ ચોરસ માઇલ છે. એમાં સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૬,૫૪,૧૦૯ માણસની વસ્તી છે. એ જિલ્લાની જમીન ઘણીખરી સપાટ અને રસાળ છે. એમાં મુખ્ય નદીઓ **તાપી, કીમ,** અને **પૂર્ણા**

છે. એ સિવાય બીજી થોડીક નાની નદીઓ છે. એ જિલ્લાની મુખ્ય પેદાશ રૂ, જુવાર, ઘઉં, દીવેલી અને શેરડી છે. એ જિલ્લાના આઠ તાલુકા કરેલા છે: **સુરત, પારડી, વલસાડ, ચીખલી, જલાલપોર, બારડોલી, ચોર્યાશી અને ઓલપાડ.**

સુરત જિલ્લાનું મુખ્ય શહેર **સુરત** છે. એ તાપી નદીના મુખ આગળ આવેલું છે. તાપી નદી ઉપર એક પુલ બાંધવામાં આવેલો છે, તેને હોપ પુલ કહે છે, ને તે જોવા લાયક છે. એ શહેરમાં સવાલાખ માણસની વસ્તી છે. એમાં ઘણી નિશાળો અને કારખાનાં છે. એ શહેરમાં આગળ ઘણી વસ્તી હતી અને એ પશ્ચિમ હિન્દુસ્તાનનું સર્વથી મોટું બંદર ગણાતું હતું. એમાં પહેલાં બહોળો વેપાર ચાલતો હતો. ઘણીખરી પરદેશી વેપારી પ્રજાની અહીં કોઠી હતી. પરંતુ વારંવારની મોટી મોટી આગોથી અને વેપારનું મુખ્ય મથક મુંબઇ થયાથી એ શહેરનો વેપાર તૂટી ગયો છે. અહીંનું કસબી અને જરી ટપકીનું કાપડ તથા ભરતકામ વખણાય છે. સુરત બરફી માટે જાણીતું છે.

સુરત જિલ્લાનાં બીજાં શહેરો **રાંદેર, ઓલપાડ, માંડવી, બારડોલી, જલાલપોર, ચીખલી, વલસાડ, પારડી** અને **ઉદવાડા** છે. **હજીરા** અને **ડુમસ** એ હવા ખાવાનાં સ્થળ છે. **ઉદવાડા** અને **બહુધાન** એ જાત્રાનાં સ્થળ છે.

---

## (૬) થાણા જિલ્લો

થાણા જિલ્લો સુરતની દક્ષિણે આવેલો છે; તેની પૂર્વે મધ્ય વિભાગ, દક્ષિણે મુંબઇ બેટ અને પશ્ચિમે અરબ્બી સમુદ્ર છે. એ જિલ્લાનું ક્ષેત્રફળ અમદાવાદ જિલ્લા જેટલું છે, પણ વસ્તી વધારે છે. કુલ વસ્તી ૭,૫૯,૯૧૬ માણસની છે. તેની જમીન લગભગ સપાટ છે અને મુખ્ય પેદાશ ડાંગર, શેરડી, કેળાં, પાન, આદુ, અને નાળિયેર છે. અગાશીમાં સુકાં કેળાં, થાય છે. **ભાયંદર** અને **વસઇ** પાસે મીઠું પકવવામાં આવે છે. **થાણા, વાંદરા, સાંટાકુઝ, વસઈ, કલ્યાણ, કુર્લા, અંધેરી, વિલાપારલા, બોરીવલી, કાંદીવલી, ઘાટકુપર** એ જાણવા જેવાં ગામો છે.

રાજધાનીનું ગામ **થાણા** છે. એમાં ગાંડાની ઇસ્પીતાલ છે. એ જી. આઈ. પી. નું સ્ટેશન છે, અને મુંબઈથી કેટલીક લોકલ ગાડીઓ થાણા સુધી જાય છે, અને કેટલીક તેનાથી આગળ કલ્યાણ સુધી જાય છે. કલ્યાણથી જી. આઈ. પી. ના બે ફાંટા પડે છે, એક પુના તરફ અને બીજો નાશક તરફ જાય છે.

**વાંદરા** મુંબઈની નજીકમાં હોઇ સારી રીતે વસી ગયલું છે. અને **અંધેરી, બોરીવલીની** વસ્તીમાં પણ તે જ કારણથી વધારો થયો છે, અને થતો જાય છે. બી. બી. સી. આઈ. રેલ્વેની ઘણીક લોકલ ગાડીઓ વાંદરા સુધી, કેટલીક અંધેરી સુધી, થોડીક બોરીવલી સુધી અને પાંચ સાત તો વિરાર સુધી પણ જાય છે.

**અંધેરીમાં જોગેશ્વરીની ગુફા,** અને **બોરીવલી** પાસેના ડુંગરમાં **કનેરીની** ગુફાઓ છે; એ પથ્થરમાંથી કોરી કાઢેલી જૂના વખતની ગુફાઓ હોઇ જોવા લાયક છે. તેમ જ **વસઇમાં** કિલ્લો છે તે જોવાને ઘણા લોકો જાય છે.

---

## (૭) કચ્છ સંસ્થાન

કચ્છ પ્રાંત સિંધ અને કાઠીઆવાડની વચ્ચે છે. એની પૂર્વે પાલણપુર એજન્સી છે. એની ઉત્તરે મોટું રેતીનું મેદાન છે. તેને કચ્છનું રણ કહે છે. એ રણ ચોમાસામાં પાણીથી ભરપૂર હોય છે. એ દેશનો દક્ષિણ ભાગ સપાટ છે, અને જમીન રસાળ છે. રણ બાદ કરતાં તેનું ક્ષેત્રફળ ૭,૬૧૬ ચોરસ માઇલ છે. એમાં સને ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૫,૧૩,૪૨૯ માણસની વસ્તી છે. એના ઉત્તર અને મધ્ય ભાગમાં ડુંગરા આવેલા છે. એ દેશમાં કોઇ મોટી નદી નથી. કચ્છમાં હિંદુ રાજા છે. તે 'રાવ'ના નામથી ઓળખાય છે. કચ્છની સોના-રૂપાની નકશીદાર કારીગરીઓ ઘણી વખણાય છે. એ દેશમાં સુતરાઉ, કસબી અને રેશમી કાપડ વણવાનાં કારખાનાં છે. એ સંસ્થાનમાં એકે નદી નથી. પરંતુ કેટલાક પાણીના વેહેળા છે, તે ચોમાસામાં પાણીથી ભરેલા રહે છે. કચ્છમાં વરસાદ ઓછો પડે છે.

કચ્છની રાજધાની ભુજ છે. તેને સને ૧૬૦૫ માં રાવશ્રી ખેંગારજીએ વસાવ્યું હતું. એમાં સને ૧૯૨૧ના વસ્તીપત્રક પ્રમાણે ૧૯,૩૦૦ માણુસની વસ્તી છે. પોલીટીકલ એજન્ટ પણ ભુજમાં રહે છે. ત્યાં નાની ઇંગ્રેજી લશ્કરની છાવણી પણ છે. એ શહેરમાં કેળવણી આપવાનું કામ ઘણું સારૂં ચાલે છે, અને તેને માટે કેટલીએક નિશાળો સ્થપાયેલી છે. ત્યાં એક હાઇસ્કુલ છે. કચ્છનું વેપારનું મુખ્ય મથક **માંડવી** બંદર છે. તેમાં ૨૪,૨૩૫ માણુસની વસ્તી છે. તે સિવાય **અંજાર** અને **જખૌ** પણ બંદર છે. **કંથકોટ** એ જૂનું ઐતિહાસિક શહેર છે. **મુંદરા** એક શહેર છે. કચ્છમાંથી ઘોડા, ગાય, બળદ ઉંટ, ઘી, તેલ, વગેરે પરદેશ ખાતે જાય છે. ફટકડી અને સુરોખાર એ દેશમાં જડે છે. ત્યાં કોલસાની ખાણો છે, પરંતુ તેને ખોદી કાઢવાનું કામ ચાલતું નથી.

## (૮) ખંભાત સંસ્થાન

ખંભાત સંસ્થાનની ઉત્તરે અને પૂર્વે મહી નદી છે, અને ખેડા જિલ્લો છે. અગ્નિ કોણમાં ગાયકવાડનો મુલક, દક્ષિણે ખંભાતનો અખાત, અને પશ્ચિમે અમદાવાદ જિલ્લો તથા સાબરમતી નદી છે. એ સંસ્થાનનો હાકેમ એક મોગલ છે તે **નવાબ**ને નામે ઓળખાય છે. એ સંસ્થાનનો પોલીટીકલ એજન્ટ ખેડાનો કલેકટર છે. એનું ક્ષેત્રફળ ૩૫૦ ચોરસ માઇલ છે. તેની સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૭૧,૭૬૨ માણુસની વસ્તી છે.

એ સંસ્થાનનું મુખ્ય શહેર **ખંભાત** છે અને તે મહી નદીના મુખ આગળ આવેલું છે. ત્યાં અકીકના પથરા સાફ કરીને તેનાં જુદાં જુદાં રૂપે બનાવવામાં આવે છે. અહીં શેતરંજીઓ સારી બને છે. રેલ્વે નહોતી ત્યારે **ખંભાત** એક મોટું બંદર હતું. એનું બીજું મોટું ગામ **તારાપુર** છે.

---

## (૯) કાઠીઆવાડમાંનાં સંસ્થાનો

કાઠીઆવાડ મુંબઇ ઇલાકાની પશ્ચિમે, કચ્છ અને ખંભાતના અખાતની વચ્ચે એક મોટો દ્વીપકલ્પ છે. એની પૂર્વે અમદાવાદ જિલ્લો અને ખંભાતનો અખાત છે. દક્ષિણે અને પશ્ચિમે અરબી સમુદ્ર, અને ઉત્તરે કચ્છનું રણ છે. આમાં ગાયકવાડનો મુલક, અંગ્રેજોનો ધંધુકા તાલુકો અને ઘોઘા પેટામહાલ, નવાબી જાફરાબાદ અને ફીરંગીઓનું દીવ બંદર. એનો સમાવેશ થાય છે. ગાયકવાડનો મુલક બાદ કરતાં તેનું ક્ષેત્રફળ ૨૦,૮૮૨ ચોરસ માઇલ છે. તેની સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૨૫,૭૨,૫૩૫ માણસની વસ્તી છે. તેમાં ચાવડા, સોલંકી, પરમાર, કાઠી આદિ રજપૂત અને મેમણ, મીઆણા, ખોજા આદિ મુસલમાન વસે છે. એમાં **ગિરનાર** નામે એક પર્વત છે. **શત્રુંજય, બર્ડા, થાન** અને **ચોટીલા**ના ડુંગરો છે. તેમાં કોઈ મોટી નદી વહેતી નથી. **ભાદર** નામની એક નદી પ્રમાણમાં કંઇક મોટી છે. અને **શેત્રુંજી** એક બીજી નદી છે. એનાં રાજ-

કાજના બંદોબસ્ત માટે અંગ્રેજ સરકાર તરફથી ના૦ ગવરનર જનરલનો એજન્ટ રહે છે. એની કચેરી રાજકોટ શહેરમાં છે. એ એજન્સીના બે ભાગો કરેલા છે; અને દરેક ભાગ એક એક પોલીટીકલ એજન્ટની દેખરેખ હેઠળ છે.

કાઠીઆવાડમાંથી રૂ, ઊન, ઘી, ગોળ, ઘોડા, અને ઢોર મુંબઈ તથા બીજાં બંદર ખાતે ચઢે છે.

| એજન્સીના ભાગો | પો૦ એજન્ટનું મથક |
| --- | --- |
| પૂર્વ કાઠીયાવાડ પ્રાંત | વઢવાણ |
| પશ્ચિમ કાઠીયાવાડ પ્રાંત | રાજકોટ |

કાઠીઆવાડમાં નાનાં મોટાં મળીને કુલ ૧૮ સંસ્થાનો છે, જેમાંનાં મુખ્ય નીચે જણાવેલાં છે. એ સંસ્થાનોના રાજા એ જ નામનાં શહેરોમાં રાજધાની કરી રહે છે. એ મુખ્ય સંસ્થાનોમાં ભાવનગરનું સંસ્થાન રાજકીય બાબત, કેળવણી અને વેપારમાં સર્વથી આગળ વધેલું છે. જૂનાગઢ, જામનગર, પોરબદર અને ગોંડલ હવે વધવા માંડયાં છે. કાઠીઆવાડમાં હિન્દુ લોકોનાં મોટાં તીર્થ છે. તેમાં **દ્વારકા, સોમનાથ** કે **પ્રભાસપાટણ, પાલીતાણા** તથા **શત્રુંજય** મુખ્ય છે. એમાં **પાલીતાણા, શત્રુંજય** પર્વતને લીધે શ્રાવક લોકોનું તીર્થ છે. કાઠીઆવાડમાં **ભાવનગર, વેરાવળ, પોરબંદર, દ્વારકા, બેડી,** એ મોટાં બંદરો છે.

---

# મુખ્ય દેશી રાજ્યો
## પ્રાંતવાર

| | |
|---|---|
| ૧. ધ્રાંગધ્રા | ૧૦. પોરબંદર |
| ૨. વઢવાણ | ૧૧. રાજકોટ |
| ૩. લીંબડી | ૧૨. નવાનગર (જામનગર) |
| ૪. ભાવનગર | ૧૩. મોરબી |
| ૫. પાલીતાણા | ૧૪. વાંકાનેર |
| ૬. લાઠી | ૧૫. ચૂડા |
| ૭. જાફરાબાદ | ૧૬. સાયલા |
| ૮. જૂનાગઢ | ૧૭. ધ્રોળ |
| ૯. માંગરોળ | ૧૮. ગોંડલ |

---

## (૧૦) પાલણપુર સંસ્થાન

પાલણપુર એજન્સી ગુજરાત પ્રાંતમાં છેક ઉત્તરે છે. એની ઉત્તરે મારવાડ અને શીરોહી, દક્ષિણે ગાયકવાડનો મુલક, પૂર્વે શીરોહી અને મહીકાંઠા એજન્સી અને પશ્ચિમે કચ્છનું રણ છે. એનું ક્ષેત્રફળ ૬,૩૯૩ ચોરસ માઈલ છે. તેમાં સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૫,૧૮,૫૬૬ માણસની વસ્તી છે. એ એજન્સીમાં **બનાસ** અને **સરસ્વતી** નદી વહે છે. સરસ્વતી પવિત્ર નદી મનાય છે. એની મુખ્ય પેદાશ રૂ, શેરડી, જુવાર, કઠોળ, અને ડાંગર છે. વેપાર-

માં મુખ્ય નિકાશ સુરોખાર, અનાજ, તલ, કપાસ, ચંપાં અને કેવડાનું અત્તર છે. એમાં ૧૧ સંસ્થાનો છે, અને તેમાં **પાલણપુર** અને **રાધનપુર** મુખ્ય છે.

પાલણપુર એજન્સીનાં મુખ્ય શહેરો **પાલણપુર, ડીસા** અને **રાધણપુર** છે. પાલણપુરનો રાજા દીવાન કહેવાય છે. પાલણપુરમાં પોલીટીકલ એજન્ટ રહે છે; અને ડીસામાં અંગ્રેજી લશ્કરની છાવણી રહેતી હતી, પણ હવે ડીસા પાલણપુર રાજ્યને પાછું સોંપી દેવામાં આવ્યું છે. પાલણપુર રેલ્વે સ્ટેશન છે.

---

## (૧૧) મહીકાંઠા એજન્સી

મહીકાંઠા એજન્સી ગુજરાત પ્રાંતના ઈશાન ખુણામાં અમદાવાદ અને ખેડા જીલ્લાની ઉત્તરે છે. એની ઉત્તરે આબુના ડુંગરો, પશ્ચિમે ગાયકવાડનો મુલક અને પાલનપુર એજન્સી, દક્ષિણે અમદાવાદ, તથા ખેડા જીલ્લો અને રેવાકાંઠા એજેન્સી, અને પૂર્વે મેવાડનો પહાડી મુલક છે. એનું ક્ષેત્રફળ ૩,૧૨૪ ચોરસ માઈલ છે. એમાં સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૪,૫૦,૪૭૮ માણસની વસ્તી છે. એ એજન્સીમાં **સાબરમતી નદી** વહે છે. એના બાવન ભાગ કરેલા છે, અને એમાં નાના મોટા મળી ૪૮ રાજા અને ઠાકોરો છે. એમાંના કેટલાક રાજાઓ ગાયકવાડને, કેટલાક ઈડર સંસ્થાનને અને કેટલાક અંગ્રેજ સરકારને ખંડણી આપે છે. અને મુખ્ય સંસ્થાન **ઈડર** છે. એ એજન્સીનું મુખ્ય શહેર **સાદરા**

છે. ત્યાં પોલીટીકલ એજન્ટ રહે છે. તેમાં **અહમદનગર, ઇડર,** વિગેરે બીજાં શહેરો છે. **પેથાપુર, વડાલી** વગેરે નાનાં શહેરો છે. દાંતા એક નાનું પણ અગત્યનું શહેર છે; જ્યાં અંબાજી માતાનું દેવળ છે.

---

## (૧૨) રેવાકાંઠા એજન્સી

રેવાકાંઠા એજન્સી ગુજરાત પ્રાંતની પૂર્વે છે. એની ઉત્તરે મહિકાંઠા, અને રજપુતાના, પૂર્વે મધ્ય હિન્દુસ્થાન અને ખાનદેશ, દક્ષિણે ગાયકવાડનો મુલક અને સુરત જીલ્લો, પશ્ચિમે ગાયકવાડનો મુલક અને ભરૂચ, ખેડા, તથા પંચમહાલ જીલ્લા આવેલા છે. એનું ક્ષેત્રફળ ૪,૯૫૬ ચોરસ માઇલ છે. એમાં સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૬,૬૫,૦૯૯ માણસની વસ્તી છે. એ એજન્સીમાં **રાજપીપળા** નામે **પર્વત** છે, અને **મહી** અને **નર્મદા** નદી વહે છે. એજન્સીમાં કુલ ૩૨ સંસ્થાનો છે, તેમાં છ મુખ્ય છે.

**૧. રાજપીપળા ૨. છોટા ઉદેપર ૩. બારીઆ ૪. લુણાવાડા ૫. સુંથ ૬. વાડાસિનોર** અને એ સિવાય **કડાણા, સંજેલા, ભાદરવા, રામપુર** અને **ઉમીટા** એ નાનાં સંસ્થાનો છે. **રાજપીપળા** સંસ્થાન સર્વથી મોટું છે, અને તેમાં મુખ્ય શહેર **રાજપીપળા** છે. પંચમહાલનો કલેકટર આ એજન્સીનો પોલીટીકલ એજન્ટ છે.

---

## (૧૩) પંચમહાલ એજન્સી

પંચમહાલ એજન્સી પંચમહાલ જીલ્લાની દક્ષિણે છે. એમાં મુખ્ય સંસ્થાન **નારૂકોટ** (જાંબુઘોડા) છે. એ એજન્સી પંચમહાલના કલેક્ટરના તાબામાં છે. એની હવા સારી નથી. અહીંથી ઇમારતી લાકડું દેશ પરદેશ જાય છે.

---

## (૧૪) સુરત એજન્સી

સુરત એજન્સીનાં ત્રણ નાનાં સંસ્થાન છે. એ સુરત જીલ્લામાં છૂટાં છૂટાં આવેલાં છે. એ સંસ્થાનો **સચીન, વાંસદા** અને **ધરમપુર** છે. સુરતનો કલેક્ટર એ સંસ્થાનોનો પોલીટીકલ એજન્ટ છે. આ એજન્સીમાં બે કસ્બા તથા ૩૭૮ ગામ છે. સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે એની ૨,૦૭,૮૩૭ માણસની વસ્તી છે. એનું ક્ષેત્રફળ ૧,૯૫૬ ચોરસ માઇલ છે. એમાં જંગલો હોઇને ઇમારતી લાકડાંનો તથા સીસમનો વેપાર ઠીક ચાલે છે. લોકો સાદડી અને ખાટલાની પાટી વણે છે. સચીન રાજ્યનું **ડુમસ** હવા ખાવાનું સ્થળ છે. **ઉનાઇનો** કુંડ છે, તેની જાત્રા દર વર્ષે થાય છે. **ડાંગનું** રાજ્ય એ તદ્દન જંગલી પ્રદેશ છે. એની વસ્તી ૨૪,૫૭૬ માણસની છે.

---

# ઉત્તર વિભાગનાં મુખ્ય શહેરો

૧. અમદાવાદ
૨. ઇડર
૩. વીરમગામ
૪. પાટણ
૫. સિદ્ધપુર
૬. પાલણપુર
૭. રાધનપુર
૮. વડનગર
૯. મહેમદાવાદ
૧૦. ખેડા
૧૧. નડીઆદ
૧૨ કપડવંજ
૧૩. ડાકોર
૧૪. આણંદ
૧૫. ખંભાત
૧૬. ગોધરા
૧૭. દાહોદ
૧૮. વડોદરા
૧૯. ભરૂચ
૨૦. અંકલેશ્વર
૨૧. સુરત
૨૨. વલસાડ
૨૩. નવસારી
૨૪. ભુજ
૨૫ માંડવી
૨૬. પોરબંદર
૨૭. જામનગર
૨૮. વેરાવળ
૨૯ જૂનાગઢ
૩૦. ગોંડલ
૩૧. રાજકોટ
૩૨. મોરબી
૩૩. ધ્રાંગધ્રા
૩૪. વાંકાનેર
૬૫. વઢવાણ
૩૬. લીંબડી
૩૭. ભાવનગર
૩૮. પાલીતાણા
૩૯. થાણા
૪૦. કલ્યાણ

## હવાખાવાનાં ઠેકાણાં

૧. **આબુ**. ૨. **ડુમસ**. ૩. હજીરા અને ૪. **તીથલ** અને **૫. ઉંમરાઠ**. આ ઠેકાણું ગાયકવાડ તાબાનું મરોલી સ્ટેશનથી પાંચ માઇલપર છે. ૬. જામનગર પાસે **બાલાચડી**. ૭. **માંગરોળ**. ૮. **ચોરવાડ** અને ૯. **વેરાવળ**.

---

## જાત્રાનાં સ્થળો

૧. **દ્વારકા** ૨. **પ્રભાસપાટણ** ૩. **ગિરીનાર** (જુનાગઢ પાસે) ૪. **પાલીતાણા** પાસે **શત્રુંજયની** ટેકરી ૫. **અંબાજી** ૬. **આબુ** ૭. **સિદ્ધપુર** ૮. **બહુચરાજી** ૯. અમદાવાદ પાસે **સરખેજનો રોજો** (મુસલમાન) ૧૦ **ડાકોર** ૧૧. **પાવાગઢ** ૧૨. **ચાણોદ** ૧૩. **કરનાળી** ૧૪. **શુકલતીર્થ** ૧૫. **બહુધાન** ૧૬. **ઉદવાડા** (પારસીઓનું).

---

## વડોદરા સંસ્થાન

વડોદરા સંસ્થાનના ભાગો ગુજરાત પ્રાંતમાં ઘણા વિખરાતા અને બીજાં રાજ્યો જોડે ભેળાઇ ગયલા છે. ઉત્તરે ખેડા જીલ્લો, પૂર્વે રેવાકાંઠા એજન્સી, અને પંચમહાલ જીલ્લો, પશ્ચિમે ખંભાત સંસ્થાન અને ખેડા જીલ્લો તથા દક્ષિણે ભરૂચ જીલ્લો છે. અમરેલી અને ઓખામંડળ કાઠીઆવાડમાં આવેલાં છે. એ રાજ્યનું ક્ષેત્રફળ ૮,૨૨૬ ચોરસ માઇલ છે. તેની સને ૧૯૨૧ના વસ્તીપત્રક પ્રમાણે વસ્તી

૨૧,૨૧,૯૦૦ માણુસની છે; જેમાંની ચાર ભાગ જેટલી હિન્દુઓની છે. મુંબઈ ઈલાકાનાં દેશી રાજ્યોમાં એ સર્વેથી મોટું રાજ્ય ગણાય છે. એ રાજ્ય અગાઉ મુંબઈના ના. ગવર્નરના તાબામાં હતું, પણ થોડાં વર્ષ થયાં હિન્દુસ્તાનના નામદાર ગવર્નર જનરલના તાબા હેઠળ મૂકાયલું છે. એ નામદારનો એક રેસીડેન્ટ એ સંસ્થાનની દેખરેખ રાખે છે. ત્યાં અંગ્રેજી ફોજ રહે છે. એ રાજ્યના ચાર મુખ્ય પ્રાંતો છે: **વડોદરા, કડી, નવસારી,** અને **અમરેલી.** એ રાજ્યના ૫ મહાલોમાં વિભાગ કરેલા છે. એ રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત અપાય છે. તેમ લોકને રાજકાજમાં વધુ હિસ્સો આપવાના ઉદ્દેશથી ધારાસભા પણ સ્થપાયલી છે. અને લોકપ્રતિનિધિઓથી તેનું કામ ચાલે છે. હિન્દુસ્થાનનાં દેશી રાજ્યોમાં આ એક આગળ પડતું સંસ્થાન ગણાય છે.

વડોદરા સસ્થાનનું મુખ્ય શહેર **વડોદરા** છે. એ વિશ્વામિત્રી નદીને કાંઠે આવેલું છે. તેમાં શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકાર રહે છે. તેમણે એ શહેરમાં કેટલીએક સુંદર ઇમારતો અને કેળવણી આપવાનાં શોભાયમાન મકાન બાંધેલાં છે. વડોદામાં એક મોટી **કોલેજ** અને **કલાભુવન** છે. એ સંસ્થાનનાં બીજાં મોટાં શહેરો **નવસારી, સોનગઢ, ગણદેવી, બીલીમોરા, પેટલાદ, વાઘરા, ડભોઈ, સંખેડા, બહાદરપુર, અમરેલી, દામનગર, દ્વારિકાં, પાટણ, મેસાણા, વડનગર, કડી** અને **સિદ્ધપુર** છે. ધીરે ધીરે વેપારવણજમાં આ રાજ્ય આગળ

વધતું જાય છે. તેમાં વણાટનું, રંગવાનું, ખરાદીનું કામ વખણાય છે. મોતીપુરમાં કાચા આરસપહાણની પણ ખાણ છે. આ રાજ્યમાં ચાણોદ અને કરનાળી તથા બહુચરાજી યાત્રાનાં ધામ છે.

---

## મધ્ય વિભાગ

મુંબઇ ઇલાકાના મધ્યમાં આવેલા મુલકમાંથી ખાનદેશ, તથા મહારાષ્ટ્ર એ નામથી ઓળખાતા ભાગને મધ્ય વિભાગ નામ આપી, તેના નીચે પ્રમાણે ૭ જીલ્લાઓ કરવામાં આવ્યા છેઃ—

એમાં સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૬૦,૪૯,૧૧૪ માણસની વસ્તી છે.

| જીલ્લા | મુખ્ય શહેર |
|---|---|
| ૧ પશ્ચિમ ખાનદેશ | ધુળીયા, નંદરબાર |
| ૨ પૂર્વ ખાનદેશ | જળગામ, ભુંસાવળ |
| ૩ નાશિક | નાશિક, ત્રંબક, દેવલાલી |
| ૪ અહમદનગર | અહમદનગર, ખર્ડા |
| ૫ પુના | પુના, ખડકી, લાનોલી, તળેગામ |
| ૬ સતારા | સતારા, મહાબળેશ્વર |
| ૭ શોલાપુર | શોલાપુર, બારસી, પંઢરપુર |

આ ઉપરાંત સતારા જાગીર, મહેવાસી પરગણાં, અને સુરગાણાનો મુલક એ દેશી રાજ્યો છે. આમાં ભોર, ફલટણ, અકલકોટ, અને ઔંધ એ સતારા જાગીરનાં રાજ્યો છે.

ગોદાવરી, ભીમા, નીરા, શીના, કૃષ્ણા અને વારણા, એ મુખ્ય નદીઓ છે; નીરા નદીની મોટી નહેર બાંધવામાં આવી છે. એ ૧૧૦ માઇલ લાંબી છે.

આ ભાગમાં ભાષા મરાઠી છે અને પુના શહેર રાજધાની છે. પેશ્વાઓનું પણ તે રાજધાનીનું શહેર હતું. મુંબઇ ઇલાકાના નામદાર ગવર્નર સાહેબ ચોમાસામાં પુનામાં રહે છે, કારણ તે ઋતુમાં પુનાની હવા બહુ સારી રહે છે.

ઊનાળામાં ગવર્નર સાહેબ મહાબળેશ્વરમાં રહે છે. મહાબળેશ્વર આ ઇલાકામાંનાં હવા ખાવાનાં સ્થળોમાં મુખ્ય ગણાય તેવું છે.

નાશિક, ત્રંબક અને પંઢરપુર એ જાત્રાનાં ઠેકાણાં છે અને દેવલાલી અને લાનોલી એ હવા ખાવાનાં ઠેકાણાં છે.

આ વિભાગમાં મુખ્ય પેદાશ રૂ, અળશી, તેલી બીઆં, અનાજ, મહુડાં, શેરડીની છે અને નાના મોટા હાથ–ઉદ્યોગ હજી કોઇ કોઇ જગાએ ટકી રહ્યા છે. દ્રાક્ષ વગેરે મેવો પુષ્કળ થાય છે

---

## દક્ષિણ વિભાગ

મુંબઇ ઇલાકામાં દક્ષિણમાં આવેલા મુલકને દક્ષિણ વિભાગ નામ આપી તેના નીચે પ્રમાણે ૬ જીલ્લા પાડવામાં આવ્યા છે:

તેની વસ્તી ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૫૫,૭૦,૦૦૦.

| જીલ્લા | મુખ્ય શહેર |
|---|---|
| ૧ વિજાપુર | વિજાપુર, તાલિકોટ |
| ૨ બેલગામ | બેલગામ, ગોકાક |
| ૨ ધારવાડ | ધારવાડ, હુબલી |
| ૪ કાનડા | કારવાર, હોનાવર, ગોકર્ણ |
| ૫ રત્નાગિરિ | માલવણ, રત્નાગિરિ, વેંગુર્લા |
| ૬ કોલાબા | અલિબાગ, ઉરણ, માથેરાન |

તે ઉપરાંત કોલ્હાપુર, સાંગલી, મિરજ, જમખંડી, મુધોળ, રામદુર્ગ, સાવંતવાડી, જત, સાવનુર, ડકલાપુર, અને જંજીરા એ દેશી રાજ્યો છે.

આ વિભાગમાં ડુંગરો નથી, પણ બધી જમીન ઉંચી છે. અને નદીઓમાં ભીમા, કૃષ્ણા તુંગભદ્રા એ મુખ્ય છે. ડોણ, ઘટપ્રભા, અને મલપ્રભા એ નાની નદીઓ છે. શિરાવતી નામની એક નાની નદીમાં એક ધોધ છે—જે ગેરસોપ્પાના નામથી ઓળખાય છે. તે ધોધ બહુ ઉંચેથી પડે છે અને દુનિયામાં સુંદરમાં સુંદર દેખાવોમાંનો એક ગણાય છે.

ભાષા મુખ્ય કાનડી છે. અને એલચી, સોપારી, મરી, કાજુ એ ચીજો એ વિભાગમાં ઉત્પન્ન થાયછે. ખેતીની પેદાશમાં ડાંગર, ઘઉં, કપાસ, તલ, અળસી મુખ્ય છે. અને ખનીજમાં સોનું,

રૂપું પણ નીકળે છે. ત્રાંબું, લોખંડ વગેરે કાચી ધાતુ પણ મળે છે. કોલાબા જીલ્લામાં હવાખાવાનાં ઠેકાણાં તરીકે **માથેરાન** બહુ પંકાય છે. પુણે જતાં ભોરઘાટમાં નેરલ સ્ટેશન આવે છે, ત્યાંથી માથેરાન જવાય છે. એ જીલ્લામાં બંદરો તરીકે અલિબાગ, રત્નાગિરિ, માલવણ, કારવાર, હોનાવર, અંકોલ, કુમટા, એ સારી રીતે જાણીતાં છે. એમાં કારવાર એ મોટું બંદર છે.

---

## ફીરંગીનાં સંસ્થાનો

અરબ્બી સમુદ્રના કાંઠા ઉપર આ સંસ્થાનો આવેલાં છે: **૧. દિવ. ૨. દમણ અને ૩. ગોવા.** અહીં પોર્ટુગાલનું પ્રજાસત્તાક રાજ્ય ચાલે છે.

**ફીરંગીઓનું** સ્વતંત્ર રાજ્ય **ગોવા**(પંજીમ)માં છે. હમણાં ત્યાં પ્રજાસત્તાક રાજ્ય ચાલે છે અને હિન્દીઓ પણ તે રાજ્યના બધા હક્ક હવે સંપૂર્ણ રીતે જ ભોગવે છે. તેમાં **માર્મા ગોવા** બંદર છે. ઉત્તર વિભાગમાં દમણ અને કાઠીઆવાડની દક્ષિણે દીવ એ પણ ફીરંગીને તાબે છે.

---

# પ્રકરણ ૪ થું

# હિન્દુસ્તાન (બ્રહ્મદેશ સહિત)

———:o:———

## હિન્દુસ્તાનની સીમા વગેરે

હિન્દુસ્તાન એશિયા ખંડની દક્ષિણે એક મોટો દેશ છે. તે લગભગ દ્વીપકલ્પ જેવો જણાય છે. **બ્રહ્મદેશ*** પ્રાંત સિવાય હિન્દુસ્તાનની વત્તામાં વત્તી લંબાઈ ૨,૦૦૦ માઇલ અને પહોળાઈ ૨,૫૦૦ માઇલ છે. એનું ક્ષેત્રફળ ૧૮,૦૫,૩૩૨ ચોરસ માઇલ છે, અને એમાં વસ્તી ઈ. સ. ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે સુમારે ૩૨,૦૦,૦૦,૦૦૦ માણસની છે. વસ્તીમાં એ દુનીયામાં ચીનથી ઉતરતો છે; એટલે કે બીજે નંબરે છે, એ ક્ષેત્રફળનો ૬$\frac{1}{3}$ તથા એ વસ્તીનો લગભગ ૭૭ ટકા ભાગ, એટલે ૨૫ કરોડની વસ્તી અંગ્રેજી રાજ્યની સત્તા નીચે છે, અને બાકીનો ભાગ દેશી રાજ્યોના તાબામાં છે; તેની વસ્તી ૭ કરોડ ૧૯ લાખ માણસની છે. હિન્દુસ્તાન આકારે દ્વીપકલ્પ છે. એનું મૂળ નામ ભરતખંડ હતું, પણ મુસલમાનોએ હિન્દુસ્તાન નામ પાડ્યું.

---

* આખા બ્રહ્મદેશ પ્રાંતને હાલમાં અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામાં આવેલો છે. અને તે હિન્દુસ્તાનના નામદાર ગવર્નર જનરલના તાબા હેઠળ છે. તેથી એને હિન્દુસ્તાનમાં ગણેલો છે. એમાં ગવર્નરનો અમલ ચાલે છે.

**સીમા**—હિન્દુસ્તાનની ઉત્તરે **હિન્દુકુશ, કારાકોરમ** અને **હિમાલય** પર્વતો છે, જે એને તુર્કસ્તાન અને તિબેટથી જૂદો પાડે છે, અને હિન્દનું રક્ષણ કરે છે. વળી **અફઘાનિસ્તાન** અને **બલુચિસ્તાન** દેશો: અને **અરબી સમુદ્ર** છે. દક્ષિણે **હિન્દી મહાસાગર** અને મલાયાનો દ્વીપકલ્પ છે; અને પૂર્વે **બંગાળાનો અખાત, બ્રહ્મદેશ સિયામ** પ્રાંત અને **ચીન** દેશ છે.

**કિનારાની લંબાઈ**—હિન્દના કિનારાની લંબાઇ આશરે ૩,૦૦૦ માઇલ છે અને બ્રહ્મદેશની સાથે લેતાં ૪,૦૦૦ કરતાં વધારે માઇલ છે.

**ઋતુ અને હવા**—હિન્દુસ્તાન વિશાળ દેશ છે, તેથી તેમાં ત્રણ ઋતુ માલમ પડે છે: ૧. ઊનાળો, એટલે ગરમીની મોસમ. ૨, શિયાળો એટલે ઠંડીની મોસમ. ૩. ચોમાસું, એટલે વરસાદ અથવા શરદીની મોસમ. અતિશય તાપ, અતિશય ઠંડી અને અતિશય વરસાદ, તેમ સાથે સાથે કેટલીક વરસાદની અતિશય તાણ હિન્દના કેટલાક ભાગોમાં અનુભવાય છે. માર્ચ મહીનાથી તે જુન મહીના સુધી ગરમી પડે છે; જુનથી ઓકટોબર સુધી વરસાદ પડે છે; અને નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી ઠંડી પડે છે; હિન્દુસ્તાનના મધ્ય અને દક્ષિણ ભાગમાં ગરમી ઘણી પડે છે; ઉત્તર ભાગમાં દક્ષિણ ભાગ કરતાં ઠંડી વધારે હોય છે. સૌથી વધારે વરસાદ સરાસરી ૫૧૦ ઇંચ બ્રહ્મપુત્રા, હિમાલયના દક્ષિણ ઢળાણ, બંગાળ તાથ દક્ષિણના

પશ્ચિમ કિનારા તરફ પડે છે. ઇશાન કોણમાં **ચેરાપુંજીમાં** ૫૨૩ ઇંચ વરસાદ પડે છે. અરવલ્લી તરફ ઘણો જ થોડો વરસાદ પડે છે. સિંધના ઉત્તર ભાગમાં આખી મોસમમાં વરસાદ અતિશય ઓછો, આશરે બે ઇંચ પડે છે. પરંતુ સિંધુ નદીની રેલનાં પાણી માટે બાંધેલા નહેરકામથી પાક અતિશય નીપજે છે.

**પેદાશ—(વનસ્પતિ)**-અનાજમાં ઘઉં, ડાંગર, બાજરી, જુવાર, અને કઠોળ; રેસામાં કપાસ, અંબાડા, શણુ, રેશમ, ને ઊન; રંગમાં ગળી, અને કસુંબી; ચાહ, ભુંદ, ગાંજો, અફીણુ, તંબાકુ, સિકોના, શેરડી, તલ, અળશી, તેલી બીયાં, રાઇ, મરી, તજ, એલચી, ગુંદર, સેતુરનું ઝાડ, વાસ, તાડ, નાળીએરી, ખજુરી, સાગ, સાલ, સીસમ, અબનુસ, સુખડ વિગેરે અનેક જાતની વનસ્પતિ ઉગે છે. હિન્દુસ્તાનમાં ઘણે ભાગે ખેતી થાય છે. ૭૩ ટકા લોક તેની ઉપર જીવન ગાળે છે. અને મોટી પેટાશ ખેતીને લગતી જ નીપજે છે, **લીલો મેવો** કેરી, કેળાં, નારંગી, ફનસ, લીંબુ, જામફળ, પોપૈયું સીતાફળ, અનનાસ, દ્રાક્ષ વગેરે પુષ્કળ થાય છે.

**(ખનીજ પદાર્થ)**—આ માટે હિન્દની ખાણોની શોધ હજી જોઇએ તેટલી વિશાળ અને ઊંડી થઇ નથી. લોઢું, કોલસો, કેરોસીન-ઘાસતેલ (બ્રહ્મદેશમાં), સોનું, ત્રાંબું, સુરોખાર, હીરા, મેંગેનીઝ, અબરખ, સીસું, ટંકણુખાર, વિગેરે. ગોલકાંડામાં અગાઉ હીરા નીકળતા હતા. મ્હેસુરમાં સોનું મળી આવે છે. માણેક **બ્રહ્મ-**

દેશમાં મળે છે. પ્લમબેગો ત્રાવણકોરમાં, કલાઇ બ્રહ્મદેશના ટીના સરીમમાં, મીઠું પંજાબમાં (સોલ્ટરેન્જ) મીઠાના ડુંગરોમાંથી મળે છે.

ઉદ્યોગ—ચીનાઇ માટીનાં વાસણો (પંજાબ અને સિંધ), ધાતુકામ, રૂ, રેશમ અને ઊનનાં વણાટકામો, ઇનેમલનાં વાસણો (જયપુર), હીરા, મોતી વિગેરેનાં કીંમતી કામો, રંગવાના, લાખ ચઢાવવાના, સાબુ બનાવવાના, હાથીદાંત, સુખડ અને લાકડાં કોતરવાના અને પત્થરમાં નકશી કાઢવાના હુન્નરો ઘણા છે; જેમાં ૮૦ લાખ લોક રોકાયલા છે. ૧૯૨૦ માં ૧૧૪ કોલસાની ખાણો, ૭૬ શણની મીલો અને ૨૫૩ કાપડની મીલો હતી.

નિકાશ—રૂ, અનાજ, લોટ, ચોખા, ઘઉં, તેલનાં બીઆં, સુખડ, શણ, શણનું કાપડ, અફીણ, હાથીદાંત, ચાહ, કોફી, ગુંદર, ગળી, મોતીની છીપો, ચામડાં, હાડકાં, રૂ, કાપડ અને શણના તાકાઓ વિગેરે.

આયાત—રૂનાં કાપડ, સુતર, ખાંડ, મીઠું, તેલો, યંત્રો, ચાકુ વગેરે કટલરી, રેલ્વે સામાન, લોઢું, ત્રાંબું, ઘાસતેલ, ચીનીકામ, રેશમ, રેશમી કાપડ, ઊન અને ઊનનું કાપડ, વારનીસ, અને રંગો, ઇંગ્રેજી દારૂ તથા બીજા પરચુરણ મોજશોખના પદાર્થો વગેરે. જમીનમાર્ગનો વ્યાપાર અફઘાનીસ્તાન, નેપાળ, ટીબેટ, આસામ આદિ સરહદપરના મુલકો સાથે ચાલે છે. દરીયામાર્ગનો વેપાર કલકત્તા, મુંબઈ, કરાંચી, રંગુન, મદ્રાસ, ચિતાગોંગ બંદરોથી થાય છે.

**પાળવા લાયક જાનવરો**—હાથી, ઘોડા, ઊંટ, ભેંશ, ગાય, બળદ, મેંઢાં, બકરાં, કૂતરાં વગેરે પાળવા લાયક જનાવરો છે.

**જંગલનાં જાનવરો**—વાઘ, ચિત્તા, રીંછ, વરૂ, શિયાળ, હરણ, સિંહ (માત્ર ગિરના જંગલમાં), હાથી (બ્રહ્મદેશ અને મ્હૈસુર), અને ગેંડા(બ્રહ્મદેશ) છે.

**પ્રાણીઓ**—મગર અને માછલીઓ નદીમાં ઘણી થાય છે. દરેક જાતનાં સુંદર પીછાંવાળાં પક્ષીઓ પણ ઘણાં થાય છે. વાંદરાં અને માંકડાં પણ છે. જાત જાતનાં સાપો છે. રેશમના કીડાઓ બંગાળામાં ઉછેરવામાં આવે છે.

**ભાષા**—હિન્દમાં એકંદરે ૨૨૨ ભાષા બોલાય છે, તેમાં ઘણીક ભાષાનાં મૂળ સંસ્કૃત, પાલી કે દ્રાવીડી છે. હિન્દી, બંગાળી, ઉર્દુ, ગુજરાતી, મરાઠી, તામીલ, પંજાબી અને સિંધી મુખ્ય છે. ૨૩ કરોડ લોક આર્ય ભાષાઓ અને ૬ કરોડ લોક દ્રાવિડી અને ૩ કરોડ અન્ય ભાષાઓ બોલે છે.

**મુખ્ય ધર્મો**—વૈદિક, ઇસલામ, બુદ્ધ, જૈન, જરથોસ્તી, શિખ, અને ખ્રીસ્તી છે. હિન્દુ ધર્મી ૬૮ ટકા, મુસલીમ ધર્મી ૨૨ ટકા, અને બોદ્ધાદિ ૩ ટકા છે.

**પેટા ધર્મો**—મજહબો અને સંપ્રદાયો અનેક અને અસંખ્ય છે.

**વેપારી માર્ગો**—રેલ્વેઓ, ધોરી રાજમાર્ગો, **નદીના** જલમાર્ગો, અને કાંઠાના દરિઆમાર્ગ.

## ૨. હિન્દુસ્તાનના વિભાગો

હિન્દુસ્તાનમાં કેટલોક ભાગ અંગ્રેજ સરકારનો ખાલસા મુલક છે, અને કેટલોક દેશી રાજ્યો અને બીજાં રાજ્યોનો છે. બીજાં રાજ્યોમાં ફીરંગી અને ફ્રેન્ચનાં રાજ્યો છે. આ બે રાજ્યો તથા નેપાળ અને ભૂતાન મળી ચાર સ્વતંત્ર રાજ્યો છે. અને તે સિવાય બીજાં દેશી રાજ્યો શ્રીમાન્ અંગ્રેજ સરકારને તાબે છે. તે પ્રમાણે દેશના ભાગ કરતાં મુખ્ય ચાર ભાગ કહેવાય: ૧. ખાલસા મુલક, એટલે અંગ્રેજી સરકારની હકુમતનો મુલક, ૨. અંગ્રેજ સરકારને તાબે હોય તેવાં દેશી રાજ્યો, ૩ સ્વતંત્ર દેશી રાજ્યો અને ૪. સ્વતંત્ર પરદેશી રાજ્યો.

**સ્વતંત્ર પરદેશી રાજ્યો**—ફ્રેંચ અને ફીરંગીઓનાં છે. તેના મુલક છુટાછવાયા છે.

**સ્વતંત્ર દેશી રાજ્યો**—નેપાળ અને ભૂતાન.

**ખાલસા મુલક તથા દેશી રાજ્યો નીચે પ્રમાણે:**

**ના. ગવરનરની હકુમતમાં.**

**ખાલસા મુલક**

૧. મુંબઇ ઇલાકો (સિંધ સાથે).
૨. મદ્રાસ ઇલાકો.
૩. બંગાળા ,,
૪. પંજાબ
૫, સંયુક્ત પ્રાન્તો

**ચીફ કમીશનરની હકુમત હેઠળ**

૧૦. બ્રિટીશ બલુચિસ્તાન
૧૧. વાયવ્ય સરહદનો મુલક

| | |
|---|---|
| ૬. બિહાર અને ઓરિસ્સા. | ૧૨. અજમેર અને મેરવાડા. |
| ૭. મધ્ય પ્રાંત અને વરાડ. | ૧૩. કૂર્ગ. |
| ૮. આસામ. | ૧૪. આંદામાન, નિકોબાર. |
| ૯. બ્રહ્મદેશ | ૧૫. દીલ્હી. |

દેશી રાજ્યોમાંનાં કેટલાંક મોટાં નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| ૧૬. કાશ્મીર. | ૨૨. મ્હૈસુર. |
| ૧૭. વડોદરા. | ૨૩. મણિપુર, ત્રિપુરા. |
| ૧૮. રજપુતાના. | ૨૪. ત્રાવણકોર. |
| ૧૯. ગ્વાલીઅર. | ૨૫. કચ્છ, કાઠીઆવાડ અને પાલણપુર એજન્સીનાં રાજ્યો. |
| ૨૦. મધ્ય હિન્દનાં રાજ્યો; ભોપાળ, ઇન્દોર, વગેરે | |
| ૨૧. નિઝામ ( હૈદ્રાબાદ ) | ૨૭. સીકીમ. |

## ૩. હિન્દુસ્તાનની રાજ્યરીતિ

નેપાળ અને ભુતાન પ્રાંતો સ્વતંત્ર દેશી રાજ્યો છે, અને તે ઉપર તેના રાજાઓની હુકુમત છે.

હિન્દુસ્તાનમાં ફિરંગી લોકોનાં ત્રણ અને ફ્રેંચ લોકનાં પાંચ સંસ્થાન છે. ફીરંગી સંસ્થાન **ગોવા, દમણ,** અને **દીવ,** મુંબઇ ઇલાકામાં આવેલાં છે. એમાં પોર્ટુગાલનું પ્રજાસત્તાક તંત્ર ચાલે છે. ફ્રેંચ સંસ્થાન **પોન્ડિચરી, કારિકલ, ચેનાન,** અને **માહિમ** મદ્રાસ ઇલાકામાં અને **ચંદ્રનગર** બંગાળા પ્રાંતમાં છે. એ

સંસ્થાનોમાં ફીરંગી અને ફ્રેંચ સરકાર તરફથી નીમેલા હાકેમો રાજ્ય-તંત્ર ચલાવે છે. હિન્દી સરકારને તેમની સાથે મિત્રતાનો સંબંધ છે.

ઉપર જણાવેલા છેલ્લા ત્રણ વિભાગો સિવાય બાકીના સઘળા હિન્દુસ્તાનના પ્રાંતો ઉપર ઇંગ્લાંડના આલિજહાં, ખુદાવિંદ, શહેનશાહ તરફથી એક વડો સૂબો યા રાજપ્રતિનિધિ રાજ્યવહીવટ ચલાવે છે. એને હિન્દનો ગવરનર જનરલ અથવા "વાઇસરોય" કહે છે. તે ઇંગ્લાંડ-માં રહેતા સેક્રેટરી ઓફ સ્ટેટ—હિન્દી વજીરના અંકુશ હેઠળ છે; જે હિન્દી વજીરને સલાહ આપવાને એક કાઉન્સીલ નીમેલી હોય છે. ના. વાઇસરોય દર પાંચ વર્ષે બદલાય છે, જેની નિમણુંક શ્રીમાન સમ્રાટ દ્વારા શાહી સરકાર કરાવે છે.

હિન્દુસ્તાનની દક્ષિણે આવેલો સીલોન અથવા લંકા બેટ હિન્દુ-સ્તાનમાં ગણાતો નથી, પણ એશિયાના એક જૂદા દેશ તરીકે ગણાય છે. તેથી એ બેટ હિન્દુસ્તાનના વાઇસરોયના તાબામાં નથી, પણ ઇંગ્લાંડના સીધા તાબામાં છે. હિન્દુસ્તાનની પડોશમાં આવેલા બીજા નાના બેટો નામદાર વાઇસરોયની હકુમત હેઠળ છે.

સને ૧૯૧૯ ના સુધારાની રૂએ હિન્દના ૧૫ વહીવટી પ્રાંતો પાડેલા છે. તેમાંના નવ, મુંબઇ, મદ્રાસ, બંગાળા, સંયુક્ત પ્રાંતો પંજાબ, બિહાર અને ઓરિસ્સા, મધ્ય પ્રાંત, આસામ અને બ્રહ્મદેશ ઉપર ગવરનર અને તેના કારોબારી મંડળ અને ધારા ઘડનારી મંડળીની સત્તા ચાલે છે. ગવરનર પાસે ચારથી વધુ કારોબારી

સભાસદો ન હોવા જોઇએ અને તેમની નિમણુંક ખુદ અલિજહાં ખુદાવિંદ શહેનશાહ કરે છે. ઉપરાંત બે કે ત્રણ પ્રધાનો હોવા જોઇએ; જેમની નિમણુંક ના૦ ગવરનર ધારાસભાના ચુંટાયલા સભાસદોમાંથી કરે છે. બાકીના ૬ પ્રાંત ઉપર ચીફ કમીશનરો, જેઓ ગવરનર જનરલના એજન્ટો ગણાય છે, તેઓ વહીવટ ચલાવે છે. આ ૭ વિભાગોના વહીવટમાં પ્રાંતોના જેવો કશોએ રાજદ્વારી સુધારો દાખલ કરાયલો નથી.

ના૦ વાઇસરોયને હિન્દુસ્થાન રાજ્યનો અમલ ચલાવવામાં બે મંડળોની મદદ મળે છે: એક, કારોબારી મંડળી અને બીજું, ધારા ઘડનારી મંડળી. સને ૧૯૨૯ ના મોંટ—ફર્ડ સુધારાના નવા કાયદા મુજબ ના. વાઇસરોયની કારોબારી મંડળીમાં તેમની પોતાની ઉપરાંત ૭ સભાસદો હોય છે, જેમાંના ત્રણ હિંદીઓ હોવા જોઇએ. એ સાતને નીચેનાં ખાતાં મુખ્યત્વે સોંપેલાં હોય છે: (૧) કેળવણી, આરોગ્ય અને જમીન; (૨) સ્વદેશ (રાજકીય) ખાતું; (૩) નાણુંવ્યવહાર (ખજાનચી); (૫) ઉદ્યોગો અને મજુર ખાતું; (૬) કાયદો અને (૭) લશ્કર. ના૦ વાઇસરોય પરદેશ(પરદેશી રાજ્યો સાથેના વ્યવહારને લગતું)ખાતું સાચવે છે. રેલ્વેઓનો વહીવટ રેલ્વે બોર્ડ સાથે મળીને ચીફ કમીશનર ચલાવે છે, અને તેનો વ્યાપાર ખાતામાં સમાવેશ છે; અને તેનો મુખી વ્યાપારી કારોબારી છે. વડો સેનાધિપતિ ના. વાઇસરોયની કારોબારી મંડળીનો અસાધારણ કારોબારી સભાસદ છે અને તે લશ્કરનો વહીવટ ચલાવે છે. દરેક ખાતાનો કારોબારી રાજ્યના એક એક પ્રધાન બરોબર

છે. અને પોતાના ખાતામાં છેવટની સામાન્ય સત્તા ધરાવે છે. પણ ખાસ અગત્યની બાબતમાં ગવરનર જનરલ તેમાં માથુ મારી શકે છે. ના૦ વાઇસિરોયની કારોબારી મંડળી દર અઠવાડીએ મળે છે, અને તેની સલાહ એ નામદાર લે છે.

પોતાની હકુમત હેઠળનાં દેશી રાજ્યો ઉપર અમલ ના૦ ગવરનર જનરલનો એજન્ટ હુ ધી 'ગવરનર જનરલ' સત્તા ચલાવે છે. પાને ૬૬ મે જણાવેલાં રાજ્યો તેની સીધી દેખરેખ હેઠળ છે.

ના૦ વાઇસરોયને રાજકારોબારમાં સલાહ આપવાને ઉપર જણાવી તેવી કારોબારી મંડળી ઉપરાંત બે ધારા ઘડનારાં મંડળોની યોજના થયલી છે: ૧ રાજમંત્રમંડળી (કાઉન્સિલ ઓફ સ્ટેઇટ) અને વડી ધારાસભા (લેજીસ્લેટીવ એસેમ્બલી). રાજમંત્રમંડળીના કુલ ૬૦ સભાસદો છે, જેમાં ૩૪ ચુંટાયલા અને ૨૬ નીમાયલા સભ્યો છે: એ ૨૬ માં ૨૦ થી વધુ અમલદારો ન હોવા જોઇએ. એના પ્રમુખની નીમણુંક ના૦ વાઇસરોય કરે છે.

વડી ધારાસભાના ૧૪૪ સભાસદો છે: જેમાં ૧૦૪ ચુંટાયલા અને ૪૦ નીમાયલા હોય છે. અને એ ૪૦ માં ૨૬ અમલદારો હોવા જોઇએ. આ મંડળમાં ચુંટાયલા પ્રતિનિધિઓનું તત્ત્વ વિશેષ રાખેલું છે. આ મંડળમાં ગવરનર જનરલના કારોબારીઓ અધિકારની રૂએ સભાસદો ગણાય નહી, પણ તેમની નીમણુંક થવી જોઇએ. વડી ધારાસભાના પ્રમુખની ચુંટણી થાય છે. વડી ધારાસભાની જીંદગી દર ત્રણ

વર્ષની અને રાજમંત્રીમંડળોની દર પાંચ વર્ષની છે. પરંતુ ના. વાઇસ-રૉય અસાધારણ કારણે આ બે મંડળીઓની મુદત વધારી શકે છે, તેમ તેમનું વિસર્જન પણ કરી શકે છે.

---

## ૪. હિન્દુસ્તાનના ટાપુ, દ્વીપકલ્પ, ભૂશિર અને કોસ્ટા

### (અ) ટાપુ

૧. મુંબઈ
૨. સૉલસેટ (સાષ્ટિ) } —હિન્દુસ્તાનની પશ્ચિમે, અરબ્બી સમુદ્રમાં.

૩. લકદીવ બેટો
૪. માલદીવ બેટો } —હિન્દુસ્તાનની નૈર્ઋત્ય દિશાએ, હિન્દી મહાસાગરમાં.

૫. રામેશ્વર—હિન્દને દક્ષિણ કીનારે.

૬. સીલોન (લંકા)—હિન્દુસ્તાનની દક્ષિણે, હિન્દી મહાસાગરમાં.

૭. આન્ડામાન બેટો
૮. નિકોબાર બેટો } હિન્દુસ્તાનની પૂર્વે, બંગાળાના અખાતમાં. —દેશનિકાલની સજાવાળા કેદીઓને કાળા પાણીએ મોકલવામાં આવતા, તે આ દ્વીપોમાં.

૯. મર્ગ્વી બેટો—બ્રહ્મદેશની પશ્ચિમે, બંગાળાના અખાતમાં.

### (આ) દ્વીપકલ્પ

૧. કાઠીઆવાડ—હિન્દુસ્તાનની પશ્ચિમે, કચ્છ અને ખંભાતના અખાતની વચ્ચે.

## (ઈ) ભૂશિર

૧. **રાસ**—સિંધની પશ્ચિમે.
૨. **દીવ**—કાઠીઆવાડ દ્વીપકલ્પની દક્ષિણે.
૩. **કોમોરિન**—(કન્યાકુમારી)—હિન્દુસ્તાનની દક્ષિણે.
૪. **ડંડ્રાહેડ**—સીલોનની દક્ષિણે.
૫. **પેડ્રો**—સીલોનની ઉત્તરે.
૬. **કાલિમિયર**—હિન્દુસ્તાનના અગ્નિકોણે. (કાવેરીના મુખ આગળ).
૭. **પાલમાઈરા**—હિન્દુસ્તાનનાં પૂર્વે (મહા નદીના મુખ આગળ).
૮. **નિગ્રેસ**—બ્રહ્મદેશની પશ્ચિમે.
૯. **રોમાનિયા**—મલાયા દ્વીપકલ્પની દક્ષિણે.

## (ઉ) કોસ્ટા (કીનારા)

૧. **મલબાર કોસ્ટો**—હિન્દુસ્તાનના નૈર્ઋત્ય કોણે.
૨. **કોરોમાંડલ કોસ્ટો**—હિન્દુસ્તાનના અગ્નિ કોણે.

## ૫. હિન્દુસ્તાનના પર્વતો

૧. **પેરોપેમીસસ** } —હિન્દુસ્તાનના વાયવ્ય કોણે.
૨. **હિન્દુકુશ** }
૩. **શિવાલિક**—ગંગા અને બીઆસની વચ્ચે.
૪. **કારાકોરમ**—કાશ્મીરની ઉત્તરે.

૫. **હિમાલય**—હિન્દુસ્તાનની ઉત્તરે. (હિમ=બરફ અને આલય એટલે ઠેકાણું.) આ પર્વત આખી દુનીયામાં સૌથી મોટો અને ઊંચો ગણાય છે. એ ઉપર બારે માસ બરફ જામેલોજ રહે છે. એની લંબાઇ ૧,૬૦૦ માઇલ છે. એ કાશ્મીરમાંથી તે ઠેઠ બ્રહ્મપુત્રા નદી સુધી ફેલાયલો છે.

**શિખરોઃ**—(હિમાલયનાં) ૧ **એવરેસ્ટ** અથવા **ગૌરીશંકર** (જે પૃથ્વીનો સર્વથી ઉંચો ભાગ છે, તેની ઉંચાઇ ૨૯,૦૦૨ ફુટ છે.

૨. **ધવલગિરિ** (ઉંચો ૨૬,૮૨૬ ફીટ).

૩. **કાંચનગંગા** (ઉંચો ૨૮,૧૫૬ ફીટ).

૪. **નન્દાદેવી** અને ૫. **કમલારી**

૬. **સુલેમાન**—પંજાબની પશ્ચિમે, હિન્દને અફગાનીસ્તાનથી છૂટો પાડનાર પર્વત.

## શિખર—તખ્ત સુલેમાન

૭. **હાલા**—સિંધ પ્રાંતની પશ્ચિમે.

૮. **અરવલ્લી**—રજપુતાનામાં.

## શિખર—આબુ

૯. **વિંધ્યાચળ**—મધ્ય હિન્દુસ્તાનમાં નર્મદા નદીની ઉત્તરે.

૧૦. **પાવાગઢ**—પંચમહાલમાં.

૧૧. **સાતપૂડા**—મધ્ય હિન્દુસ્તાનમાં નર્મદા અને તાપીની વચ્ચે.

૧૨. **સિંહાદ્રિ** અગર **પશ્ચિમઘાટ**—હિન્દુસ્તાનના પશ્ચિમ કીનારાની સમાંતર, તાપી નદીથી તે કોમોરીન ભૂશિર સુધી. તેનું સૌથી ઉંચું શિખર મહાબળેશ્વર (૪૮૦૦ ફુટ) છે.

૧૩. **પૂર્વઘાટ**—હિન્દુસ્તાનના પૂર્વ કિનારાની સમાંતર મહાનદીથી તે કોમોરિન ભૂશિર સુધી.

૧૪. **નીલગિરિ**—મ્હૈસુર પ્રાંતની દક્ષિણે.
**શિખર–દોદાબેટા** (૮૭૬૦).

---

## ઉંચ્ચ–સમ–ભૂ–દેશ

૧ **હિમાલયની તળેટીનો પ્રદેશ**—નેપાળ અને ભૂતાન તથા તેની લગોલગ વિશાળ પ્રદેશ.

૨ **માળવા**—મધ્ય હિન્દુસ્તાન અને અરબસ્તાનની ઉત્તરે.

૩ **દક્ષિણ**—દક્ષિણ હિન્દુસ્તાનમાં પશ્ચિમ અને પૂર્વઘાટની વચ્ચે.

---

## ૭. હિન્દુસ્તાનના સમુદ્ર, અખાત સરોવર વગેરે

### (અ) સમુદ્ર અને અખાત

૧. **અરબી સમુદ્ર**—હિન્દુસ્તાન અને અરબસ્તાનની વચ્ચે.

૨. **કચ્છનો અખાત**—કાઠીઆવાડ અને કચ્છની વચ્ચે.

૩. **ખંભાતનો અખાત**—કાઠીઆવાડ દ્વીપકલ્પની પૂર્વે.

૪. **મનારનો અખાત**—હિન્દુસ્તાન અને સીલોનની વચ્ચે.
૫. **માર્ટાબાનનો અખાત**—સીયામ પ્રાંતની દક્ષિણે.
૬. **સીયામનો અખાત**—સીયામ પ્રાંતની દક્ષિણે.

## (આ) સામુદ્રધુનિ

**પાકની સામુદ્રધુનિ**—હિન્દુસ્તાન અને સીલોનની વચ્ચે.

## (ઈ) સરોવર

૧. **વૂલર**—કાશ્મીરમાં શ્રીનગર પાસે.
૨. **મન્ચુર**—સિંધ પ્રાંતમાં.
૩. **સામ્ભર**—રજપુતાનામાં. હિન્દુસ્તાનમાં આ સૌથી મોટું અને ખારા પાણીનું સરોવર છે.
૪. **સર**—રજપુતાનામાં.
૫. **ચિલ્કા**—ઓરિસ્સાને કિનારે
૬. **પુલીકટ**—કોરોમાંડલને કિનારે } આ બે દરીઆ સાથે
૭. **કોલ્લર**—ગોદાવરી અને કૃષ્ણાની વચ્ચે } જોડાયલાં છે.

## (ઉ) ઉપસાગર

૧. **બંગાળાનો ઉપસાગર**—હિન્દુસ્તાનની પૂર્વે.

## ૮. હિન્દુસ્તાનની નદીઓ

૧. **સિંધુ નદી**—(૨,૦૦૦ માઇલ લાંબી) હિમાલય પર્વતમાંથી નિકળીને કાશ્મીર, પંજાબ અને સિંધ પ્રાંતમાં વહે છે, અને અરબ્બી સમુદ્રને મળે છે. એ ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે.

**નદ્યંતરગામિ**—૧. કાબુલ; ૨. પંચનદ. (પંચનદ એટલે પંજાબની પાંચ નદી—જેલમ, ચીનાબ, રાવી, બીયા અને સતલજ સિંધુને મળે છે).

૨. **લુણી**—અરવલ્લીના પશ્ચિમ ભાગમાંથી નીકળી, કચ્છના રણમાં થઇ અરબ્બી સમુદ્રને મળે છે.

૩. **સાબરમતી નદી**—મહીકાંઠામાં અરવલ્લી પર્વતમાંથી નીકળીને, ગુજરાતમાં વહે છે. અને ખંભાતના અખાતને મળે છે. એ ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે.

૪. **મહી નદી**—માળવાના ઉચ્ચ-સમ-ભૂ દેશમાંથી નીકળીને, ગુજરાતમાં વહે છે, અને ખંભાતના અખાતને મળે છે. એ ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે.

૫. **નર્મદા નદી**—અમરકંટક આગળ વિંધ્યાચળ પર્વતમાંથી નીકળીને મધ્યપ્રાંત, માળવા અને ગુજરાતમાં વહે છે.

૬ **તાપી નદી**—સાતપૂડા પર્વતમાંથી નીકળીને મધ્ય પ્રાંત, ખાનદેશ અને ગુજરાતમાં વહે છે અને ખંભાતના અખાતને મળે છે. એ પૂર્વથી પશ્ચિમ તરફ વહે છે.

**૭. ગંગા નદી**—(૧૫૦૦ માઈલ લાંબી) હિમાલય પર્વતના દક્ષિણ ઢળાણુમાંથી ગંગોત્રીના ડુંગરોમાંથી નીકળીને આગ્રા અને અયોદ્ધાના સંયુક્ત પ્રાંતો અને બંગાળામાં વહે છે, અને બંગાળાના ઉપસાગરને મળે છે. એ ઉત્તરથી પૂર્વ તરફ વહે છે. એ હિન્દુસ્તાનમાં પવિત્ર નદી મનાય છે. તેના તટ ઉપર જાત્રાનાં અનેક સ્થળ છે એ હરદ્વાર આગળ હિમાલયમાંથી મેદાનમાં દાખલ થાય છે. તેના મુખમાં કલકત્તાથી ઉત્તરે ૨૨ માઇલ ચંદ્રનગર સુધી આગબોટ આવી શકે છે.

**નદ્યંતરગામી—૧. રામગંગા, ૨. ગોમતી, ૩. ગોગ્રા, ૪. ગંડકી, ૫. કુશી, ૬. શોણુ અને ૭. જમના.**

**૮ જમના નદી**—હિમાલયના જનમોત્રી શિખરમાંથી નીકળી અલ્હાબાદ આગળ ગંગાને મળે છે. ઉત્તરથી નીકળી પૂર્વે તરફ વહે છે.

(**જમના** નદીને ચંબલ, બેત્વા અને સિંધ નદી મળે છે).

**૯. બ્રહ્મપુત્રા અથવા સાન્પુ નદી**—(૧૮૦૦ માઈલ લાંબી) હિમાલય પર્વતમાંથી (ઉત્તર ઢાળેથી) નીકળીને તિબેટ, આસામ અને બંગાળા પ્રાંતમાં વહે છે. અને બંગાળાના અખાતને મળે છે. એ પશ્ચિમથી ઝોક ખાઇને દક્ષિણ તરફ વહે છે.

**૧૦ ઇરાવતી નદી**—(૧૦૦૦ માઇલ લાંબી) બ્રહ્મદેશ પ્રાંતમાં વહે છે અને માર્ટાબાનના અખાતને મળે છે. **રંગુન** અને **બાસીન** તેના ફાંટા છે.

**૧૧. મહા નદી**—સાતપૂડા પર્વતમાંથી નીકળીને મધ્ય પ્રાંત અને ઓરિસ્સામાં* વહે છે, બંગાળાના અખાતને મળે છે. એ પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે.

**૧૨. ગોદાવરી નદી**—(૯૦૦ માઈલ) નાશિક-ત્ર્યંબક પાસે પશ્ચિમ ઘાટમાંથી નીકળીને દક્ષિણ પ્રાંત, હૈદ્રાબાદ પ્રાંત અને ઉત્તર ×સરકારમાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે. એ પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે.

**નદ્યંતરગામિ—૧. વેનગંગા, ૨. વર્ધા, ૩. પેન ગંગા,** અને **૪. મનેજેરા (માંજરા)**

**૧૩ કૃષ્ણા નદી**—મહાબળેશ્વર પાસે પશ્ચિમ ઘાટમાંથી નીકળીને મહારાષ્ટ્ર પ્રાંત, હૈદ્રાબાદ પ્રાંત અને કર્ણાટકમાં વહે છે, અને બંગાળાના ઉપસાગરને મળે છે. એ પશ્ચિમમાંથી પૂર્વ તરફ વહે છે.

**નદ્યન્તરગામિ—૧. ભીમા, ૨ તુંગભદ્રા** (તુંગ અને ભદ્રા એ બેનો સંગમ).

**૧૪. પનાર નદી**
**૧૫. પલાર નદી**
**૧૬. દક્ષિણ પનાર નદી**
} મ્હૈસૂરના ઉચ્ચ-સમ-ભૂ-દેશમાંથી નીકળીને મ્હૈસૂર અને કર્ણાટકમાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે.

*ઓરિસ્સા એ બિહાર પ્રાંતનો એક વિભાગ છે.

×ઉત્તર સરકાર મદ્રાસ ઇલાકાનો વિભાગ છે.

**૧૭. કાવેરી નદી**—કૂર્ગમાં પશ્ચિમ ઘાટમાંથી નીકળીને મ્હેસૂર અને કર્ણાટકમાં વહે છે, અને બંગાળાના ઉપસાગરને મળે છે. પશ્ચિમમાંથી નીકળી પૂર્વ તરફ વહે છે.

**૧૮. મીનામ નદી**—સિયામ પ્રાંતમાં વહે છે અને સિયામના અખાતને મળે છે

હિન્દુસ્થાનમાં આ ઉપરાંત બીજી અનેક નાની નાની નદીઓ છે.

( અ ) અરબ્બી સમુદ્રને મળતી નદી—**સિંધુ**.

( આ ) ખંભાતના અખાતને મળતી નદીઓ.

**૧. સાબરમતી, ૨. મહી, ૩. નર્મદા,** અને **૪. તાપી.**

( ઇ ) બંગાળાના ઉપસાગરને મળતી નદીઓ.

**૧. ગંગા, ૨. બ્રહ્મપુત્રા, ૩. ઇરાવતી, ૪, મહાનદી, ૫. ગોદાવરી, ૬. કૃષ્ણા, ૭. પનાર, ૮. પલાર, ૯. દક્ષિણ પનાર,** અને **૧૦ કાવેરી.**

# પ્રકરણ ૫ મું

# હિન્દુસ્થાનનાં શહેરો

———:o:———

## ૧. મુંબઈ ઇલાકો

### (અ) મુંબઈ બેટ

૧. મુંબઈ—ઇલાકાની રાજધાની અને વેપાર ઉદ્યોગનું મથક, મુંબઇનું બંદર આખા હિન્દુસ્તાનમાં સર્વેથી મોટું ગણાય છે.

મુંબઇ શહેરમાં મોટી મોટી ગોદીઓ, સુતર કાંતવાનાં અને કાપડ વણવાનાં મોટાં કારખાનાં, અને મોટી મોટી શોભાયમાન અનેક ઇમારતો છે. મુંબઇનો ટાપુ પહેલાં ફીરંગી લોકના તાબામાં હતો. પણ સને ૧૬૬૨માં ઈંગ્લાંડના રાજા પહેલા ચાર્લ્સને પહેરામણી પેટે આપી, અંગ્રેજ સરકારને સ્વાધીન કરવામાં આવ્યો. મુંબઇ શહેરની વસ્તી સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે બાર લાખ માણસની છે. મુંબઇના ટાપુની લંબાઇ આશરે ૧૧ માઇલ છે, અને સરાસરી પહોળાઈ આશરે ૩ માઇલ છે. એની પાસે એલીફંટા અને સાષ્ટિ એ બેટમાં જોવા લાયક પુરાણી ગુફાઓ છે. હાલમાં આ ટાપુની પૂર્વે અને ઉત્તર તરફ પુરાણી કરી નવાં પરાં વધારવાની યોજના ધમધોકાર ચાલે છે, અને મોટા રમણીય માર્ગો કાઢવામાં આવેલા છે.

## (આ) ઉત્તર વિભાગ

**૧. અમદાવાદ**--ગુજરાત પ્રાંતનું મુખ્ય શહેર, સાબરમતી નદી ઉપર આવેલું છે. આ શહેરમાં આગલા બાદશાહી વખતની ઘણી શોભાયમાન ઇમારતો છે. એ વેપારનું અને મીલ ઉદ્યોગનું મુખ્ય મથક છે. મુંબઈથી તે બીજે નંબરે આવે છે. કીનખાબ, રેશમી કાપડ, વિગેરે અહીં તૈયાર અગાઉ થતું હતું.

**૨. વીરમગામ**--એમાં સુતર કાંતવાનાં, વણવાનાં, અને ધોળવાનાં કારખાનાં જોવા લાયક છે.

**૩. ખેડા**
**૪. મહેમદાવાદ**
**૫. નડીયાદ**
**૬. કપડવણજ**
**૭ આણંદ**

—ખેડા જીલ્લાનાં મુખ્ય શહેરો.

**૮. ડાકોર**—ખેડા જીલ્લામાં, એમાં રણછોડજીનું મંદિર છે, અને એ યાત્રાનું સ્થળ છે.

**૯. ખંભાત**—મહી નદીને કાંઠે આવેલું છે; એ શહેરમાં એક મુસલમાન નવાબ રાજ્ય કરે છે, અહીંની સુતરફેણી અને અકીકનું કામ વખણાય છે.

**૧૦. ગોધરા**—પંચમહાલ જીલ્લાનું મુખ્ય શહેર છે.

૧૧. **વડોદરા**—ગાયકવાડ સરકારનું મુખ્ય શહેર અને રાજ્યધાની; એ વેપારનું એક મથક છે.

૧૨. **ભરૂચ**—નર્મદા નદીને કાંઠે આવેલું છે. એ શહેરની આસપાસ રૂનો પાક ઘણો સારો થાય છે. એ અગાઉ એક મુખ્ય બંદર હતું. હવે તેની ખીલવણીનો વિચાર ચાલે છે.

૧૩. **સુરત**—તાપી નદીને કાંઠે આવેલું છે. એ શહેર અગાઉ મોટું બંદર અને વેપારનું મથક હતું. અંગ્રેજ, ફ્રેંચ, અને વલંદા વેપારીઓની કોઠીઓ એ શહેરમાં સ્થપાયલી હતી. પણ હવે વેપારનું મથક મુંબઈ થયાથી સુરત હાલમાં એટલી અગત્યનું ગણાતું નથી. અહીંનું જીક–કસબ કામ વખણાય છે. માવાનો માલ ખરફી, પેંડા વિગેરે પણ અહીં સારાં થાય છે.

૧૪. **નવસારી**—ગાયકવાડી રાજ્યનું મોટું શહેર.

૧૫. **વલસાડ**—સુરત જીલ્લાનું એક મોટું શહેર.

૧૬. **થાણા**
૧૭. **વાંદરા** } ——સાષ્ટી બેટમાં.

૧૮. **કલ્યાણ**—આ શહેર પાસે લોઢાની સડકના બે ફાંટા છે; એક ફાંટો જબલપોર થઈને અલહાબાદ અને કલકત્તા તરફ જાય છે, અને બીજો પુને થઈને મદ્રાસ તરફ જાય છે.

૧૯. **વસઈ**—આ શહેર અગાઉ ફીરંગી લોકને તાબે હતું. ત્યાં ફીરંગી લોકોએ બાંધેલો કોટ હાલ પણ પડી ભાગેલો જોવામાં

આવે છે. આ શહેરમાં છેલ્લા પેશ્વા બાજીરાવ બીજાએ સને ૧૮૦૨ માં અંગ્રેજો સાથે કોલકરાર કર્યા હતા, તેથી અંગ્રેજોએ તેને મદદ કરી પાછો પુનાની ગાદીએ બેસાડયો હતો.

૨૦ **ભૂજ**—કચ્છ રાજ્યનું મુખ્ય રાજ્યધાનીનું શહેર. સોના-રૂપાની નકશીદાર અને ભરતની કારીગરી માટે પ્રખ્યાત છે.

૨૧. **માંડવી**--કચ્છનું મુખ્ય બંદર અને વેપારનું મથક.

૨૨. **રાજકોટ**—કાઠીઆવાડ પ્રાંતનું મુખ્ય શહેર. અહીં એજન્ટ ટુ ધી ગવરનર જનરલ રહે છે. રાજકોટ રાજ્યની રાજ્યધાનીનું પણ શહેર આ છે.

| | |
|---|---|
| ૨૩. **ભાવનગર** | કાઠીઆવાડ પ્રાંતનાં, આ નામનાં દેશી રાજ્યોની રાજ્યધાનીનાં શહેરો. |
| ૨૪, **જૂનાગઢ** | |
| ૨૫. **ગોંડલ** | |
| ૨૬. **મોરબી** | |
| ૨૭. **નવાનગર** (જામનગર) | |
| ૨૮. **પોરબંદર** | |

૨૯. **દ્વારિકા**—જાત્રાનું સ્થળ. આ શહેરના પાસે ના. ગાયકવાડ સરકારનું ઓખા બંદર આવેલું છે.

૩૦ **વઢવાણ**—દેશી રાજ્યની રાજ્યધાની.

૩૧. **લીંબડી**—દેશી રાજ્યની રાજ્યધાની.

**૩૨ પાલીતાણા**—દેશી રાજ્યની રાજ્યધાનીનું શહેર છે. જૈનોનો પવિત્ર ડુંગર શેત્રુંજો અહીં છે.

**૩૩. ધ્રાંગધ્રા**—દેશી રાજ્યની રાજ્યધાનીનું શહેર છે. અહીં મીઠામાંથી રસાયણી પદાર્થો બનાવવાનાં કારખાનાં છે.

**૩૪. પાલણપુર**—પાલણપુર સંસ્થાનનું મુખ્ય શહેર.

**૩૫. ડીસા**—અહીં અંગ્રેજી લશ્કરની છાવણી હતી, પણ તે ઉઠાવી લઇ પાલણપુર રાજ્યને આ નગર પાછું સોંપાયલું છે.

## (ઇ) મધ્ય વિભાગ

**૩૬. પુના**—દક્ષિણ પ્રાંતનું મુખ્ય શહેર અને મરેઠા પેશ્વાઓની રાજ્યધાની. ચોમાસામાં મુંબઇનો ના૦ ગવરનર પુનામાં રહે છે, કારણ કે એ વખતે ત્યાંની હવા સારી હોય છે. તે વખતે ઇલાકાની ધારાસભાની બેઠકો અહીં ભરાય છે. પુનાની પાસે ખડકી ગામમાં લશ્કરની મોટી છાવણી છે.

**૩૭ સતારા**—આગળ શિવાજીના વંશજો આ શહેરમાં રાજ્ય કરતા હતા.

**૩૮. મહાબલેશ્વર**—કૃષ્ણા નદીના મૂળ પાસે એક ઉંચી શીતળ ટેકરી છે. ત્યાં ગરમીના દહાડામાં મુંબઇના નામદાર ગવરનર જઇ રહે છે.

**૩૯. શોલાપુર**
**૪૦. બારસી** } —દક્ષિણ પ્રાંતમાં વેપારનું મુખ્ય મથક.

૪૧. **નાશિક**—ગોદાવરી નદીના મૂળ પાસે આવેલું છે, અને મુંબઇ ઇલાકામાં હિન્દુઓનું મોટું પવિત્ર શહેર છે. એ શહેરમાં ઘણાં શોભાયમાન દહેરાં છે. અહીં દર બાર બાર વરસે સિંહસ્થના વર્ષમાં મોટી જાત્રા ભરાય છે. પાસે પંચવટી ગામ છે, જ્યાં રામચંદ્ર વનવાસ રહ્યા હતા.

૪૨. **ત્રંબક**—એ ગામ નાનું છે. પણ તે જાત્રાનું મોટું સ્થળ છે. તેથી નાશિકમાં જ્યારે દર બાર બાર વર્ષે મોટો ગંજાવર મેળો ભરાય છે ત્યારે અહીં પણ જાત્રાળુઓની ઠઠ જામે છે. અને લોકની વસ્તી તે સમયે ઘણી જ ઉભરાય છે.

૪૩. **પંઢરપુર**—જાત્રાનું સ્થળ છે. અહીં પ્રાચીન કાળનું શ્રી વિઠોબાનું દેવળ છે. એ શહેર શોલાપુરની પાસે આવેલું છે.

૪૪. **જળગાંવ**—ખાનદેશનું શહેર છે. અળશી માટે પ્રખ્યાત છે.

૪૫. **અહમદનગર**—દક્ષિણમાં, આગલા મુસલમાન રાજાઓની રાજ્યધાની.

૪૬. **ધુળીયા**—ખાનદેશ જીલ્લાનું મુખ્ય શહેર.

૪૭. **નંદરબાર**—અહીંનું ઇમારતી લાકડું વખણાય છે.

૪૮. **અક્કલકોટ**—અક્કલકોટ સંસ્થાનની રાજ્યધાની.

## (ઈ) દક્ષિણ વિભાગ

૪૯ **ધારવાડ**—દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતનું મુખ્ય શહેર છે. એ રૂને માટે પ્રખ્યાત છે.

**૫૦. હુબ્લી**—અહીં રૂનો મોટો વેપાર ચાલે છે.

**૫૧. બેલગામ.** **૫૨. કલાદગી.**

**૫૩. વીજાપુર**—આગલા મુસલમાની રાજાઓના વખતમાં એ શહેર ઘણું પ્રખ્યાત હતું. હાલ પણ ત્યાં ઘણી સુંદર ઈમારતો જોવામાં આવે છે.

**૫૪. કારવાડ**—ઉત્તર કાનડા જિલ્લાનું મુખ્ય શહેર છે. એ મુંબઇ અને કરાંચીની પેઠે ચોમાસામાં વહાણો સલામતી સહિત લંગરવાર થાય એવું બંદર છે.

**૫૫. હોનાવર**—એ અરબ્બી સમુદ્રના કિનારા ઉપરનું એક બંદર છે.

**૫૬. કોલ્હાપુર**—એ આ નામના રાજ્યની રાજધાનીનું શહેર છે. એમાં શિવાજીના વંશના રાજા રાજ્ય કરે છે.

**૫૭. અલીબાગ**—કોલાબા જીલ્લામાં મુખ્ય શહેર છે. એ ખેતીવાડીનું એક મથક છે.

**૫૮ માથેરાન**—હવા ખાવાનું જાણીતું સ્થળ છે.

**૫૯, રત્નાગિરિ**
**૬૦. વિંગોર્લા**
**૬૧ હર્નાઈ**
—મુંબઈની દક્ષિણે અરબ્બી સમુદ્રના કિનારા પર બંદર છે.

**૬૨. સાવંતવાડી**—એ ભોંસલે કુળના મરેઠા સરદારના તાબામાં છે.

## (૬) સિંધ પ્રાંત

**૬૩. હૈદ્રાબાદ**—સિંધ પ્રાંતનું મુખ્ય શહેર છે. એ સિંધુ નદી ઉપર આવેલું છે. એ શહેરની પાસે સને ૧૮૪૩ માં સર ચાર્લ્સ નેપિયરે સિંધના અમીરોને હરાવ્યા હતા.

**૬૪. કરાંચી**—ઈલાકાનું બીજા નંબરનું જાણીતું બંદર ગણાય છે. સિંધ પ્રાંતમાં એ ભારે વસ્તીવાળું શહેર છે, અને વેપારનું મુખ્ય મથક છે. એ હવાઇ વિમાનો માટેનું મુખ્ય મથક છે.

**૬૫. સિકારપુર**
**૬૬. સક્કર**
} વેપારનાં મથક છે, સક્કર સિંધુ નદીને કાંઠે આવેલું છે. અહીં સિંધુ નદીમાં, કરોડો રૂપીઆ ખર્ચી, ઈજનેરી કળાના નમુનારૂપ, એક બંધ બાંધી, નહેરમાં પાણી લેવા માટે ગોઠવણ કરવામાં આવી છે.

**૬૭. જેકોબાબાદ**—સિંધની ઉપલી સરહદના મુલકનું મુખ્ય શહેર.

**૬૮. અમરકોટ**—થર અને પારકર પરગણાનું મુખ્ય શહેર છે. એ શહેરમાં સને ૧૫૪૩માં બાદશાહ અકબરનો જન્મ થયો હતો.

**૬૯. ખેરપુર**—ખેરપુર સંસ્થાનનું મુખ્ય શહેર છે.

**૭૦. ઠઠ્ઠા**—અહીં મહમદ તઘલખ મરણ પામ્યો હતો.

**૭૧. નવાબશાહ**—નવા જીલ્લાનું મુખ્ય શહેર છે.

## ૨. મદ્રાસ ઇલાકો

આ ઇલાકો હિન્દુસ્તાનના દક્ષિણ ભાગમાં આવેલો છે. એ અંગ્રેજ સરકારના હાથમાં આવેલો જૂનામાં જૂનો ઇલાકો છે. તેના ત્રણ પ્રાંત પાડેલા છે. એમાં રૂ, ગળી, તલ, દિવેલી, ળુંદ, સિંકોના અને ચામડાંની નિપજ સારી થાય છે. તેના કિનારાથી દરિઆઇ વેપાર સારો ચાલે છે. અહીં વરસાદ થોડો અને મોડો વરસે છે. આ ઇલાકા ઉપર એક ગવરનર અધિકાર ચલાવે છે.

૧. **મદ્રાસ**—ઇલાકાની રાજ્યધાની, અને કોરોમાન્ડલ કોસ્ટ-(કિનારા)નું સર્વથી મોટું શહેર અને વેપારનું મુખ્ય મથક છે. હિન્દુસ્તાનમાં એ શહેર સર્વથી પહેલું અગત્યનું અંગ્રેજી સંસ્થાન હતું. મદ્રાસનો કિલ્લો સને ૧૬૩૯ માં બાંધવામાં આવ્યો હતો. મદ્રાસની વસ્તી આશરે ૫,૨૩,૦૦૦ માણસની છે, મદ્રાસથી મુંબઇ સુધી રેલ્વે ચાલે છે. અહીંથી પરદેશ માલ મોકલવામાં આવે છે.

૨. **આર્કટ**—આગલા સમયમાં કર્ણાટક પ્રાંતની રાજ્યધાનીનું શહેર હતું. તેના નવાબ પાસેથી સને ૧૭૫૧ માં કર્નલ કલાઇવે આ શહેર લઇ લીધું હતું.

૩. **આર્ની**—આ જગાએ સને ૧૭૫૧ માં કર્નલ કલાઇવે કર્ણાટકના નવાબ ચન્દા સાહેબના છોકરા રાજા સાહેબને હરાવ્યો હતો.

૪. **કદાલોર**—દક્ષિણ પનાર નદીને કાંઠે આવેલું છે.

૫. **પોર્ટોનોવા**—આ શહેર પાસે સને ૧૮૮૧માં સર આર્થર કૂટે હૈદરઅલીને હરાવ્યો હતો.

૬. **ટ્રેન્કવીબાર**—અગાઉ ડેન લોકોનું સંસ્થાન હતું.

૭. **નેગાપટ્ટણ**—કાવેરીના મુખ ઉપર બંદર છે. અહીંથી સીલોન ચોખા ચઢે છે. અગાઉ વલંદા લોકોનું સંસ્થાન હતું.

૮, **તાંજોર**—કર્ણાટકમાં કાવેરી નદી ઉપર આવેલું છે. એમાં રેશમી કામ ઘણાં સારાં થાય છે. અગાઉ એ ચોલ રાજ્યની રાજ્યધાનીનું શહેર હતું.

૯. **મદુરા**—દક્ષિણ હિન્દનું અગાઉ મુખ્ય શહેર હતું પાંડ્ય રાજ્યની રાજ્યધાનીનું શહેર હતું. ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૧,૩૮,૮૦૦ વસ્તી છે. અહીં જૂના કાળનાં મહાદેવનાં વિશાળ અને સુંદર દહેરાં છે.

૧૦. **કાંજીવરમ** (કાંચી)—અસલ હિન્દુ ચોલ રાજ્યની રાજ્યધાની હતી. હાલ દેહરાં માટે પ્રખ્યાત છે.

૧૧. **બલ્લારી**—અહીં લશ્કર રહે છે. એના વાયવ્ય ખુણામાં જૂના વિજયનગર શહેરનાં ખંડેરો જોવામાં આવે છે.

૧૨. **શ્રીરંગમ્**—કાવેરીના એક બેટમાં આવેલું છે. એ વિષ્ણુના વિશાળ સુંદર દહેરા માટે પ્રખ્યાત છે.

૧૩. **ત્રિચીનોપોલી**—આશરે એમાં ૧,૧૯,૫૦૦વસ્તી છે. એ કાવેરી નદી ઉપર આવેલું છે. અહીં લશ્કરી છાવણી છે.

૧૪. **ટ્યુટિકોરિન**—મનારના અખાતના કિનારે એક બંદર છે.

૧૫. **કોચીન**—મલબાર કિનારા ઉપર એક બંદર છે. આ શહેરમાં મોટાં વહાણો બંધાય છે.

૧૬. **કલીકટ**—મલબાર વિભાગનું મુખ્ય શહેર છે. એ મલબારના કિનારે આવેલું મોટું બંદર છે. એ શહેરમાંથી સાગનું લાકડું, મરી અને નાળીએર દેશાવર ખાતે જાય છે. અહીં પહેલવહેલો ફીરંગી યુરોપીયન વાસ્કો ડી ગામા સને ૧૪૯૮ માં આવ્યો હતો.

૧૭. **ઉટાકામંડ**—એક હવાવાળી ઉંચી ટેકરી છે. અહીં ગરમીના દહાડામાં મદ્રાસનો ગવરનર જઇ રહે છે.

૧૮. **તેલીચરી** } મલબાર કાંઠે અરબ્બી સમુદ્રના ઉપર
૧૯ **કાનાનોર** } બંદર છે.

૨૦. **માંગલોર**—દક્ષિણ કાનડાનું મુખ્ય શહેર છે.

૨૧. **રાજમંદ્રી**—ઉત્તર સરકારનું મુખ્ય શહેર છે. ગોદાવરી નદીને તીરે આવેલું છે

૨૨. **મછલીપટ્ટણ**—ઉત્તર સરકારમાં કૃષ્ણા નદી ઉપર આવેલું છે.

૨૩. **ત્રિવેનદ્રમ**—ત્રાવણકોર રાજ્યનું મુખ્ય શહેર છે.

૨૪. ત્રિચુર—કોચીન રાજ્યનું મુખ્ય શહેર છે.

૨૫. વિજાગાપટ્ટણ. ૨૬. કોઇમ્બતુર.

## દેશી રાજ્યો

૧. ત્રાવણકોર—પીપર અને એલચી માટે પ્રખ્યાત છે.

૨. ત્રિવેનદ્રામ—રાજધાનીનું શહેર છે. **આલેપી**—એનું બંદર છે.

૩. કોચીન—એની રાજધાની અર્નેકોલમ છે.

---

## ૩. બંગાળા ઈલાકો

આ ઇલાકો સને ૧૯૧૧ સુધી લેફ્ટેનન્ટ ગવરનરના તાબામાં હતો પરંતુ આલિજહાં ખુદાવિંદ શહેનશાહ પંચમ જ્યોર્જના રાજ્યારોહણ પ્રસંગે બાદશાહી ઢંઢેરા પ્રમાણે સને ૧૯૧૨ માં પૂર્વ બંગાળા અને આસામ નામે સને ૧૯૦૫ માં જૂદા પાડેલા પ્રાંતના અમુક ભાગ પાછા મેળવીને બંગાળા ઈલાકો બનાવેલો છે, અને હવે તે મુંબઈ અને મદ્રાસની પેઠે ગવરનરની હકુમત હેઠળ છે. તેના બે મુખ્ય વિભાગ પાડેલા છે. તેનાં શહેરો:

૧. **કલકત્તા**--(૧૨,૬૩,૦૦૦ વસ્તી) આ બંગાળા ઇલાકાનું મુખ્ય શહેર છે. એ હુગલી નદીને કાંઠે આવેલું છે. હુગલીના જમણા કીનારા ઉપર **હાવરા** એ એક જાણીતું નગર છે, તે કલકત્તાનો એક ભાગ ગણાય છે. કલકત્તા સને ૧૯૧૧ સુધી હિન્દુસ્તાનની રાજ્યધાનીનું શહેર હતું, ના. વાઇસરોય આ શહેરમાં રહેતા અને લેફ્ટેન્ટ ગવરનરની હકુમત હતી. પણ આલિજહાં ખુદાવિંદ શહેનશાહ પંચમ જ્યોર્જના

રાજ્યારોહણને પ્રસંગે અહીંથી પાટનગરની બદલી થયલી છે. આ યુરોપીયનોનું એક મોટું મથક છે. શણ અને કાપડની મીલો અહીં ઘણી છે. એ શહેરમાં બહોળો વેપાર ચાલે છે અને ઘણી શોભાયમાન મોટી મોટી હવેલીઓ છે. કલકત્તાનો કિલ્લો જેને ફૉર્ટ વિલીઅમ કહે છે તે ઘણો મજબુત છે,અને સને ૧૬૯૬માં બાંધવામાં આવ્યો હતો.

**અલીપોર** એ કલકત્તાનો એક ભાગ છે. એ આ કિલ્લાથી ૪ માઇલ દક્ષિણે છે.

૨. **બરાકપુર**—લશ્કરનું મથક છે; અહીં પહેલાં નામદાર ગવરનર જનરલ કોઈ કોઈ વખત જઈ રહેતા હતા.

૩. **સીરામપુર**—અગાઉ ડેન લોકોનું સંસ્થાન હતું.

૪. **ચીનસુરા**--હુગલી નદી ઉપર આવેલું છે. એ પહેલાં વલંદા લોકોનું સંસ્થાન હતું.

૫. **ચન્દ્રનગર**—ચિન્સુરાની દક્ષિણે ફ્રેન્ચ સરકારને તાબે છે.

૬. **હુગલી**—હુગલી નદી ઉપર આવેલું છે.

૭. **પ્લાસી**—ભાગિરથી નદીને કાંઠે આવેલું છે. એ જગાએ સને ૧૭૫૭ માં લડાઇ થઇ હતી. તેમાં કર્નલ કલાઇવે બંગાળાના નવાબ સુરાજ-ઉદ્-દૌલાને હરાવ્યો, અને બ્રિટીશ રાજ્યની સ્થાપના કરી હતી.

૮. **મુર્શીદાબાદ**—ભાગિરથી નદીને કાંઠે આવેલું છે આગળ એ શહેર રેશમનાં કારખાનાં અને ગળીને માટે સારૂં પ્રખ્યાત હતું.

એ મુસલમાની વખતની રાજધાની હતી. એમાં હાથીદાંતનાં સારાં કામ થાય છે.

**૯. ઢાકા**—ગંગા અને બ્રહ્મપુત્રા નદીની વચ્ચે આવેલું છે. આગળ એ શહેર ઝીણી સફાઇદાર મલમલ વણવાની કારીગરી માટે વખણાતું હતું. અહીં જૂદી યુનીવર્સીટી (વિશ્વવિદ્યાલય) સ્થપાયલી છે. મુસ્લીમ વસ્તીને લીધે આ એક નામીચું શહેર ગણાય છે.

**૧૦. દાર્જીલિંગ**—હવા ખાવાની ઉંચી ટેકરી છે. ત્યાં ગરમીના દહાડામાં બંગાળાના ગવર્નર જઇ રહે છે.

**૧૧ ચિતાગોંગ**—બંગાળાના ઉપસાગરના મુખ આગળનું બંદર છે. ચાના પ્રદેશ સાથે એ જોડાયલું છે.

**૧૨. મીમેનસીંગ. ૧૩. સીરાજગંજ**—એ શણનાં કારખાનાં માટે પ્રખ્યાત છે.

**૧૪. રાજશાહી**—આ નામના પ્રગણાનું મુખ્ય શહેર છે.

**૧૫. મીદનાપુર**—રેશમ તથા ગળી માટે પ્રખ્યાત છે.

**૧૬, નડીઆ**—શ્રી ચૈતન્ય નામના વૈષ્ણવ ધર્મગુરૂનું જન્મસ્થાન છે. મુસલમાનોએ જિત્યું ત્યાર સુધી બંગાળાની એ રાજ્યધાની હતી. એક વખતે આખા હિંદુસ્તાનમાં પ્રાચીન સંસ્કૃત પાઠશાળા માટે આ શહેર પ્રખ્યાત હતું.

**૧૭. રાણીગંજ**—કોલસાની ખાણો છે. બરદ્વાન જીલ્લામાં આવેલું છે. ૨૦૨ ખાણમાં ૪,૬૦,૦૦૦ માણસો કામ કરે છે.

## ૧૮. નેસોર. ૧૯. બર્દ્વાન. ૨૦ માલ્દા.

## દેશી રાજ્યો

**કુચબિહાર**—કોચ લોકોએ જિતી તેનું આ નામ પાડેલું છે. એ આ જ નામના રાજ્યની રાજ્યધાની છે.

**ટિપેરા**—(ત્રિપુર) મણિપુર કરતાં સહેજ નાનું રાજ્ય છે.

---

## ૪. પંજાબ પ્રાંત

**સીમા**—આગ્રા અને અયોધ્યાની પશ્ચિમે આ પ્રાંત આવેલો છે. ના. ગવરનરની હકુમત હેઠળ આ પ્રાંત મુકાયલો છે. પાંચ મોટી નદીઓથી તે પંજાબ કહેવાય છે. તેનાં શહેરો.

**૧. લાહોર**—(૨,૮૦,૦૦૦ વસ્તી) પંજાબ પ્રાંતની રાજધાનીનું શહેર છે. રાવી નદીના કાંઠા ઉપર આવેલું છે. શિખ વંશના સ્થાપનાર રાજા રણજિતસિંહનાં મહેલ અને કબર અહીં છે.

**૨. અમૃતસર**—શિખ લોકોનું પવિત્ર શહેર છે. એ એક યાત્રાનું સ્થાન છે, અહીં શિખોનું સોનાનું દેવળ છે. એ શાલ તથા રેશમી લુગડાંની બનાવટને માટે પ્રખ્યાત છે. રાવી અને બીઆસ એ બે નદીઓના દોઆબમાં આવેલું છે.

**૩. ફીરોજપુર**—સતલજ નદીને કાંઠે આવેલું છે.

૪. **સાબ્રાઓન**—એ શહેર પાસે સને ૧૭૪૬ માં સર ગોફે શીખ લશ્કરને હરાવ્યું હતું.

૫. **ગુજરાત**—ચીનાબ નદીને કાંઠે આવેલું છે. એ શહેર પાસે સને ૧૮૪૯ માં લોર્ડ ગોફે શિખ લોકોને હરાવ્યા હતા, અને ત્યાર પછી પંજાબ પ્રાંત અંગ્રેજ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો છે.

૬. **જેલમ**—જેલમ નદીને કાંઠે આવેલું છે.

૭. **રાવલપીંડી**—સિંધ અને જેલમ નદીની વચ્ચે છે. એ હિંદી લશ્કરનું એક મોટું મથક છે.

૮. **સિયાલકોટ**—લશ્કરી છાવણીનું મથક છે.

૯. **મુલતાન**—ચીનાબ નદીને કાંઠે આવેલું છે. એ શહેર રેશમી લુગડાં અને શાલની બનાવટને માટે પ્રખ્યાત છે. સને ૧૮૪૯ માં જનરલ વિષે એ શહેર હુમલો કરીને લીધું હતું.

૧૦. **જાલંધર**—સતલજ નદીને કાંઠે આવેલું છે.

૧૧. **સીમલા**—સતલજ નદીને કાંઠે આવેલું છે. એ ઉંચી હવાવાળી ટેકરી છે. ત્યાં હિન્દુસ્તાનનો નામદાર ગવર્નર જનરલ અને તેના પોતાના હિંદી સરકારના અમલદારો ગરમીના દહાડામાં જઈ રહે છે. તે સમયે વડી ધારાસભા અને રાજમંત્રમંડળની બેઠકો અહીં થાય છે.

૧૨. **અમ્બાલા**—એ મોટું શહેર છે.

**૧૩. લુધીયાના**—સતલજ નદીને કાંઠે આવેલું છે. એમાં રૂનો ઉદ્યોગ વધતો જાય છે.

**૧૪ પાણીપત. ૧૫. અંબાલા. ૧૬. ધનેશ્વર.**

**૧૭. કસાવલી**—અહીં હડકાયાં કૂતરાં કરડેલા દરદીની સારવાર માટે હોસ્પીટલ છે.

## દેશી રાજ્યો

**૧૮. ભાવલપોર, ૧૯. પતીયાલા. ૨૦ નાભા. ૨૧. કપુરથલા. ૨૨ ઝીંદ, ૨૩. ફરીદકોટ. ૨૪. કલશીઆ, અને ૨૫. મંડી.** (આ શિખ લોકોનાં સંસ્થાનો છે)

---

## ૫. આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો

બંગાળાની પશ્ચિમે આ પ્રાંતો આવેલા છે. બે પ્રાંતો ભેગા કરેલા હોવાથી તે સંયુકત પ્રાન્તો કહેવાય છે. પંજાબની સરહદનો વાયવ્ય પ્રાંત અલગ કાઢી એ બનાવેલા છે. અત્યાર સુધી એ વાયવ્ય પ્રાંતમાં હતા. ગવર્નરની સત્તા આ પ્રાંતો ઉપર છે.

૧. **અલહાબાદ** અથવા **પ્રયાગ**—સંયુકત પ્રાંતોની રાજધાનીનું શહેર છે; જો કે હાલમાં લખનૌને પણ રાજધાની બનાવેલું છે. એ ગંગા અને જમના નદીના સંગમ ઉપર આવેલું છે. એ શહેરમાં સંયુકત પ્રાંતનો ગવર્નર રહે છે. અહીં લોઢાની બે સડક મળે છે. એક કલકત્તા તરફ જાય છે, અને બીજી પંજાબ અને સિંધ તરફ જાય

છે. અહીં કુંભનો મેળો અમુક વર્ષનાં આંતરે ચોક્કસ સમયે ભરાય છે ત્યારે સંગમમાં સ્નાન કરવાને પંદર લાખ જાત્રાળુ જામે છે.

૨. **ઇટાવા**—જમુના નદીના ડાબા કાંઠા ઉપર આવેલું છે.

૩. **કાનપુર**—ગંગા નદીને કાંઠે આવેલું છે. એ સ્થળે સને ૧૮૫૭ માં નાના સાહેબે અંગ્રેજ લોકોની કત્લ કરી હતી. એ હાલમાં વેપારનું મુખ્ય મથક થઈ પડેલું છે. રૂના વણાટનાં લુગડાં તથા ચામડાંના ઉત્તમ સામાનને માટે એ પ્રખ્યાત છે. અહીં ઊનના વણાટની મીલો છે. અહીં લશ્કરની એક છાવણી પણ છે.

૪. **બનારસ** અથવા **કાશી**—ગંગા નદીને કાંઠે આવેલું છે. એ હિન્દુઓનું એક પ્રાચીન અને સર્વથી વિશેષ પવિત્ર શહેર અને તીર્થનું સ્થળ છે. પ્રાચીન કાળમા સંસ્કૃત વિદ્યાનું મુખ્ય સ્થળ ગણાતું હતું, અને હજીએ તે માટે પ્રસિદ્ધ છે. અહીં હિન્દુ યુનીવર્સીટી અને સેન્ટ્રલ હિન્દુ કોલેજ સ્થપાયાં છે. આ ભાગ હવે બ્રિટીશ મુલકથી છૂટો પાડી ત્યાંના દેશી રાજાને સોંપેલો છે. અહીંનાં પીત્તળનાં વાસણ આખા હિન્દમાં વખણાય છે, અને જરીની સાડીઓ ઘણી સારી બને છે.

૫. **ફત્તેહગઢ**—ગંગા નદીના કાંઠા ઉપર આવેલું છે.

૬. **ગાઝીપુર**—ગંગા નદીને કાંઠે આવેલું છે. આ શહેરમાં લોર્ડ કોર્નવૉલિસ સને ૧૯૦૫ માં મરણ પામ્યો હતો.

૭. **ઝાંસી**—મોટું રેલ્વે જંકશન છે. ઇ. સ. ૧૮૮૫ માં

ગ્વાલીઅરનો કિલ્લો આપી અંગ્રેજ સરકારે સિંધીઆ પાસેથી એને લીધું છે.

૮ **મીરજાપુર**—ગંગા નદીને કાંઠે આવેલું છે. એ શહેર રૂના ઓહોળા વેપારને માટે અને ગાલીચાની બનાવટને માટે પ્રખ્યાત છે.

૯. **આગ્રા**—જમુના નદીને કાંઠે આવેલું છે. એ મોગલ રાજની જૂની રાજધાની હતી. એ શહેરમાં બાદશાહ શાહજહાંને પોતાની બેગમ મુમતાઝના સ્મરણમાં બંધાવેલો 'તાજમહેલ' છે, જે હિન્દુસ્તાનમાં એક સર્વેથી સુંદર અને ભવ્ય ઇમારત લેખાય છે. આ દુનિયામાં ત્રીજા નંબરની મોટી અજાયબી ચીજ લેખાય છે. આગ્રાની પાસે સિકંદ્રા નામના ગામમાં અકબર બાદશાહની ઘોર આવેલી છે.

૧૦. **કનોજ**—પ્રાચીન કાળનું શહેર છે. રાઠોડોની એ રાજધાની હતી.

૧૧. **કાલપી**—જમુનાના જમણા કાંઠા ઉપર આવેલું છે.

૧૨. **મથુરા**—જમુના નદીને કાંઠે આવેલું છે. એ શહેર શ્રી કૃષ્ણની જન્મભૂમિ ગણાય છે. એ યાત્રાનુ એક સ્થળ છે.

૧૩. **મીરત**—કાળી નદીને કાંઠે આવેલું છે. એ શહેરમાં મોટું લશ્કરી મથક છે. એ શહેરમાં દેશી રીજર્મેંટોએ સને ૧૮૫૭ માં બળવો શરૂ કર્યો હતો.

૧૪. **રૂરકી**—એ શહેરમાં ઇજનેરનું કામ શિખવવાને એક મોટી સરકારી મદ્રેસા સ્થાપેલી છે. એ હરદ્વારની પાસે આવેલું છે.

૧૫. **અલીગઢ**—મુસ્લીમોની યુનીવર્સીટીનું સ્થળ છે. એ એક નામાંકિત મુસ્લીમ મથક લેખાય છે.

૧૬. **સાહરાનપુર** ૧૭ **દેરાદુન** ૧૮. **નૈનિતાલ** અને ૧૯. **મસુરી**—એ હવા ખાવાનાં સ્થળ છે.

૨૦. **બરેલી**—એ રોહિલખંડનું મોટું શહેર છે.

૨૧. **અજમેર**—એ શહેર રજપૂતાના પ્રાંતમાં છે. પણ એ સંયુક્ત પ્રાંતોના ગવર્નરના તાબામાં છે. અહીં રાજકુમારોને શીખવવાને મેયો કોલેજ સ્થાપેલી છે.

૨૨. **લખનૌ**—એ અયોધ્યાની રાજધાની છે. હાલમાં ગવર્નરે એને રાજધાની તરીકે પસંદ કરેલું છે. એ ગોમતી નદીને કાંઠે આવેલું છે. સને ૧૮૫૭ ના બળવા વખતે અંગ્રેજોએ ઘણી જ બહાદુરીથી બળવાખોરો સામે એ શહેરનો બચાવ કર્યો હતો.

૨૩. **અયોધ્યા**—એ અયોધ્યા પ્રાંતની આગલી રાજધાનીનું નગર હતું. એ ઘોઘરા નદીને કાંઠે આવેલું છે.

૨૪. **ફૈઝાબાદ**-એ લુગડાંની બનાવટને માટે પ્રખ્યાત છે. એ ઘોઘરા નદી ઉપર આવેલું છે,

૨૫. **રાયબરેલી.** ૨૬. **સીતાપુર.**

## દેશી રાજ્યો

૧. **રામપુર**—નવાબનું રાજ્ય એ જ નામનું છે, તેની એ રાજ્યધાની છે. એ ખેસ અને દુપટ્ટા માટે વખણાય છે.

૨. **ગઢવાલ**—એ રજપુત રાજ્ય છે. એનું રાજધાનીનું શહેર **તરી** છે. એ ભાગ બનારસના રાજાને આપેલો છે.

---

## ૬. બિહાર અને ઓરિસ્સાનો પ્રાંત

સને ૧૯૧૨ થી એ પ્રાંત બંગાળાથી જૂદો પાડેલો છે. એમાં ભાગલપુર, પટણા, તીરહુટ, ઓરિસ્સા અને છોટાનાગપુર, એ ચાર વિભાગો સમાવેલા છે. ગવર્નર તે ઉપર હુકુમત ચલાવે છે. એમાં ધારાસભા તથા કારોબારી સભા પણ સ્થપાયલી છે.

૧. **મોંઘીર**—એ ગંગા નદીને કાંઠે આવેલું છે. એ લોઢાનાં કારખાનાંને માટે પ્રખ્યાત છે. એ એક જૂનું શહેર છે.

૨. **પટના**—એ ગંગા નદીને કાંઠે આવેલું છે. એ કસબી લુગડાંની બનાવટને માટે પ્રખ્યાત છે. એ જૂનામાં જૂનું શહેર છે. એ મૌર્યવંશની રાજધાનીનું શહેર હતું.

૩. **બિહાર**. ૪. **ગયા**—એ બુદ્ધ ભગવાને સ્થાપેલાં બૌદ્ધ ધર્મનાં પવિત્ર શહેરો છે.

૫. **બક્ષર**—એ ઐતિહાસિક શહેર છે.

૬. **તિરહટ**—એ જૂના વખતનું જનક રાજાનું મિથિલા નગર છે.

૭. **કટક**—એ મહા નદીને કાંઠે આવેલું છે. એ રૂપાનાં નકશી ચીતરકામ માટે પ્રખ્યાત છે.

૮. **પુરી** અથવા **જગન્નાથ**—એ હિન્દુઓનું એક પવિત્ર પવિત્ર પ્રાચીન શહેર છે. એમાં જગન્નાથજીનું પવિત્ર દેવળ છે. તેથી એ જાત્રાનું એક મોટું ધામ છે.

૯. **રાંચી**—અહીં ટાટા કંપનીનું લોખંડનું કારખાનું છે.

૧૦. **હજારીબાગ**—એ છોટાનાગપુરનું મુખ્ય શહેર છે.

૧૧. **સંબલપુર.**

૧૨. **દરભંગા**—એ એક નાનકડું દેશી બ્રાહ્મણી રાજ્ય છે.

૧૩. **દીનાપુર.**

૧૪. **ભાગલપુર.**

૧૫. **બાલાસોર**—એ એક બંદર છે.

૧૬. **જમશેદપુર**—એ ટાટા કંપનીના કામદારો માટે નવું વસાવેલું શહેર છે.

---

## ૭. બરમા (બ્રહ્મદેશ) પ્રાંત

આ પ્રાંત આન્દામાનના ટાપુઓની પૂર્વે આવેલો છે. એ હિન્દુસ્તાનનો એક મોટામાં મોટો પ્રાંત છે. એમાં ગવર્નરની હકુમત ચાલે

છે. કારોબારી મંડલી અને ધારાસભા તેને મદદ કરે છે. એની પૂર્વે ચીન અને સીઆમ આવેલાં છે. એના બે ભાગ મુખ્યત્વે પાડેલા છે: ૧ અપર બર્મા, અને ૨ લોઅર બર્મા સને ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે એની વસ્તી ૧,૩૨,૦૦,૦૦૦ માણુસની છે.

૧. **માંડલે**—ઉત્તર બરમાની રાજધાનીનું શહેર છે. એ ઈરાવતી નદી ઉપર આવેલું છે. એ બ્રહ્મદેશના રાજાની રાજધાનીનું શહેર હતું.

૨. **આવા**—એ બ્રહ્મદેશની આગલી રાજધાનીનું શહેર હતું. એ ઈરાવતી નદી ઉપર આવેલું છે.

૩. **રન્ગુન**—એલોઅર બરમાનું મુખ્ય શહેર છે. એ ઇરાવતી નદીના ફાંટા ઉપર આવેલું છે. હિન્દનું ત્રીજા નંબરનું મુખ્ય શહેર છે. વ્યાપારધંધાનું મુખ્ય મથક છે. એ રેશમી અને સુતરાઉ કાપડ, તથા માટીનાં કામ માટે પ્રખ્યાત છે.

૪. **પેગુ**—એ પેગુ પ્રાંતની આગલા વખતના બ્રહ્મી રાજ્યની રાજધાનીનું શહેર હતું એ પેગુ નદી ઉપર આવેલું છે. અહીંથી પુષ્કળ ચોખા દેશ પરદેશ જાય છે.

૫. **પ્રોમ**—એ ઈરાવતી નદીને ડાબે કીનારે આવેલું છે. રંગુનમાં અહીં સુધી રેલ્વે છે.

૬. **આરાકાન** }
૭. **અકિયાબ** } આરાકાન પ્રાંતનાં મુખ્ય શહેર છે.

**૮. તેનાસરીમ** } તેનાસરીમ પ્રાંતનાં મુખ્ય શહેર છે.
**૯. મોલમીન** }

---

## ૮. મધ્ય પ્રાંતો

## બિરાર અથવા વરાડ સાહત

આ ભાગ અસલ ગોંડવાનાને નામે ઓળખાતો હતો. કારણ અનાર્ય જાતિ ગોંડનું રાજ્ય અહીં હતું. આમાં ગવર્નર કારોબારી અને ધારાસભાની મદદથી વહીવટ ચલાવે છે.

**બિરાર** અથવા **વરાડ** એ નિઝામ સરકાર પાસેથી મદદનીશ લશ્કરના ખર્ચની નિભાવણી બદલ લીધેલો બ્રિટીશ મુલક છે.

૧. **ઉમરાવતી**—એ બિરારનું મુખ્ય શહેર છે. એ રૂના વેપારને માટે પ્રખ્યાત છે.

૨. **ઇલીચપુર**—એ બિરારની રાજધાનીનું શહેર છે. ઉત્તર ભાગમાં એ લશ્કરી મથક છે.

૩. **અસોઅસાઇ** } એ શહેરો આગળ સને ૧૮૦૩ માં જન-
૪. **આરગામ** } રલ વેલેસ્લીએ મરાઠાને હરાવ્યા હતા.

૫. **અકોલા**

૬. **નાગપુર**—એ મધ્ય પ્રાંતની રાજધાનીનું શહેર છે. એ વેપારનું મથક છે.

૭. **કામ્પ્ટી**—એ શહેરમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

૮. **જબલપોર**—એ શહેરમાં કોલસાની ખાણો છે. અહીં આરસપહાણના ખડકો છે.

૯. **સાગર**—એ શહેરમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

૧૦. **રાયપુર**—એ છત્રીસગઢનું મુખ્ય શહેર છે.

૧૧. **ચન્દા**—એ દક્ષિણમાં મોટું શહેર છે. એ ગોંડની રાજધાનીનું શહેર છે.

૧૨. **બુરાનપુર**—એ તાપીના કીનારા ઉપર આવેલું છે. એ મુસલમાની પ્રખ્યાત શહેર છે. એ વેપારનું એક મથક છે. અહીંનો કસબી વણાટ વખણાય છે.

૧૩. **સંબલપુર**—અહીં હીરાની ખાણો છે.

૧૪. **આશીરગઢ**—કિલ્લો છે.

૧૫. **ખંડવા**—આ શહેરના ઘઉં વખણાય છે.

૧૬ **હોશંગાબાદ.**

---

## ૯. આસામ પ્રાંત

સને ૧૯૧૨ માં આ પ્રાંતને બંગાળાથી છૂટો પાડી, ચીફ કમીશનરના અમલ હેઠળ મૂકેલો છે. અહીં ધારાસભા સ્થપાયલી છે. એ ઈશાન કોણની સરહદનો ભાગ છે.

૧. **શીલોંગ**—આસામ પ્રાંતની રાજધાનીનું શહેર છે.

૨. **ગૌહત્તી**—બ્રહ્મપુત્રા નદીને કાંઠે છે; આગબોટોનું મથક છે. એ મુખ્ય શહેર છે.

૩. **સિલ્હટ**—નારંગી માટે પ્રખ્યાત છે.

૪. **સિલ્ચર**

૫. **ચેરાપુંજી**—અહીં દુનિયાના બીજા ભાગ કરતાં વરસાદ (લગભગ ૫૨૦ ઇંચ) સૌથી વિશેષ પડે છે.

૬. **મણીપુર**—આ નામના દેશી રાજ્યનું નગર છે. એ પહાડી (મુલક) છે.

૭. **કાચાર**—ચાના બગીચા માટે પ્રખ્યાત છે.

---

## ૧૦. બ્રિટીશ બલુચીસ્તાન

આ પ્રાંત વાયવ્ય સરહદ ઉપર પ્રાંતની દક્ષિણે આવેલો છે.

૧. **કવેટા**—એમાં લશ્કરી છાવણી રહે છે. એ ચીફ કમીશ્નરનું મથક છે.

૨. **ખિલાત**—એ આ નામના રાજ્યના ખાનની રાજધાનીનું શહેર છે. પણ એ હિન્દી સરકારને તાબે છે.

---

## ૧૧. વાયવ્ય સરહદ પ્રાંત

આ પ્રાંત સને ૧૯૦૧ માં પંજાબ પ્રાંતથી જૂદો પાડી ચીફ કમીશનરના અમલ હેઠળ મૂકેલો છે. અફઘાનીસ્તાન અને બલુચીસ્તાનની સરહદ ઉપરના તાયફાવાળાઓ ઉપર તે દેખરેખ રાખે છે. એમાં ધારાસભા કે કારોબારી મંડલીનો વહીવટ નથી. આ પ્રાંતમાં હિન્દનું એક મોટું લશ્કરી મથક છે.

૧. **મરી**—ઉંચી હવાવાળી ટેકરી છે.

**પેશાવર**—કાબુલ નદી ઉપર આવેલું છે. એ મોટું લશ્કરી મથક છે, અને અફઘાનીસ્તાનની સરહદ ઉપર આવેલું છે, અને એ વાયવ્ય તરફના પ્રાંતનું મુખ્ય શહેર છે.

૩. **ડેરા ઇસ્માઇલ ખાન**. ૪. **ચિત્રાલ**. ૫. **કોહાટ**.

૬. **દીર**. ૭. **સ્વાત**. ૮. **ખાઈબર**.

૧૦. **કુરમ**. વિગેરે એજન્સીઓ આ ભાગમાં આવેલી છે.

---

## ૧૨. અજમેર, મ્હેરવાડા

રજપૂતાના એજન્સીની વચમાં આવેલો નાનો ખાલસા પ્રાંત છે; તેનું મુખ્ય શહેર અજમેર છે.

---

## ૧૩. કૂર્ગ તથા મ્હૈસુર

૧. મ્હૈસુર—મ્હૈસુરના રાજ્યનું મુખ્ય શહેર છે.

૨. શ્રીરંગાપટ્ટણ—એ રાજા હૈદરઅલી અને ટીપુ સુલતાની રાજધાનીનું શહેર હતું. એ કાવેરી નદી ઉપર આવેલું છે. એ શહેર સને ૧૭૯૮ માં અંગ્રેજોએ હુમલો કરીને લઈ લીધું, તે વખતે છેલ્લો ટીપુ સુલતાન માર્યો ગયો હતો.

૩. બૅંગલોર—રેસિડન્ટનું રહેવાનું મથક છે. એ શેતરંજીનાં કારખાનાં માટે પ્રખ્યાત છે.

૪. મરકેરા—કૂર્ગ પ્રાંતનું મુખ્ય શહેર છે. કૂર્ગ પ્રાંતનો વહીવટ હિન્દી સરકારની દેખરેખ હેઠળ કમીશ્નર ચલાવે છે.

૫. ચિતલદુર્ગ.

૬. કોલર—સોનાની ખાણને માટે પ્રખ્યાત છે.

---

## ૧૪. આન્દામાન અને નિકોબાર

આ ટાપુઓ ઉપર એક જૂદો કમીશ્નર રાખવામાં આવે છે. હિન્દના ગમે તે ભાગમાંથી જેમને કાળા પાણીની, એટલે કે જન્મભર દેશપારીની શિક્ષા કરવામાં આવે છે તેઓને આ ટાપુઓમાં રાખવામાં આવે છે.

---

# ૧૫. દિલ્હી જિલ્લો

સને ૧૯૧૨ ના રાજ્યારોહણપ્રસંગે આલિજહાં ખુદાવિંદ શહેનશાહ પંચમ જ્યૉર્જે કલકત્તેથી હિન્દુસ્તાનના પાટનગરને ફેરવી દિલ્હીને પાટનગર બનાવ્યું છે. નવા પાટનગરને યોગ્ય નવાં મોટાં દબદબાભર્યા રાજશાહી મકાનો તથા શહેરની બાંધણી બાંધવાની યોજના હિન્દી સરકારે કરેલી છે. ના. વાઇસરોય માટે મોટો મહેલ, વડી ધારાસભા, રાજતંત્ર મંડળી વગેરે માટે આલીશાન મકાનો અને વિશાળ રાજમાર્ગો કરોડો રૂપીઆના ખર્ચે સુંદર બાંધવણીવાળાં બનાવેલાં છે. હિન્દનાં દેશી રાજ્યોના રાજાઓએ પણ અહીં પોતાના મહેલો બંધાવ્યા છે. વર્ષમાં છ–સાત માહીના હિન્દી સરકારનું મથક અહીં રહે છે.

સને ૧૯૧૨ ના સપ્ટેમ્બરના જાહેરનામાની રૂઇએ એને પંજાબ પ્રાંતથી છૂટો પાડી તેહશિલ અને મહારાઇલીનાં પોલીસ સ્ટેશનો વચ્ચેના દીલ્હી જિલ્લાને ના. વાઇસરોયના સીધા અમલ હેઠળ મૂકેલો છે, અને તે ઉપર વહીવટ ચલાવવાને એક ચીફ કમીશ્નર નીમેલો છે. સને ૧૯૧૨ ના ડીસેમ્બરની તા૦ ૨૩ મીએ નામદાર વાઇસરોયે દિલ્હીમાં પ્રવેશ કર્યો છે.

**૧. દીલ્હી**—જમુના નદીના પશ્ચિમ કાંઠા ઉપર આવેલું છે. એ મોગલ રાજ્યની રાજધાનીનું શહેર હતું. સને ૧૮૫૭ ના બળવા વખતે કેટલાક મહીના સુધી બળવાખોરોએ એ શહેરનો અંગ્રેજ

લશ્કર સામે બચાવ કર્યો હતો, પણ આખરે અંગ્રેજોએ તે લીધું કબજે હતું. સોનારૂપાના કામ માટે એ પ્રખ્યાત છે. અહીં મલમલ સારી બને છે એ હિન્દનું નવું પાટનગર છે.

૨. **પાણીપત**—પ્રખ્યાત લડાઇનું મેદાન છે. એમાં સને ૧૫૨૬ માં બાબરે ઇબ્રાહીમ લોદીને હરાવ્યો હતો. સને ૧૫૫૬ માં અકબરના વજીર બેહેરામે મહમદ આદિલશાહના વજીર હેમુને હરાવ્યો હતો; અને સને ૧૭૬૧ માં અહમદશા દુરાનીએ મરેઠા સરદાર સદાશિવ ભાઉને હરાવ્યો હતો.

---

## ૧૬. કાશ્મીરનું રાજ્ય

આ પંજાબની ઉત્તરે આવેલું એક મોટું દેશી રાજ્ય છે. અહીં હિન્દુ રાજાની હકુમત છે.

૧, **કાશ્મીર** અથવા **શ્રીનગર**—કાશ્મીરના રાજ્યનું મુખ્ય શહેર છે. એ જેલમ નદીને કાંઠે આવેલું છે.

૨. **લહે** અથવા **લાડક**—કાશ્મીર પ્રાંતમાં સિંધુ નદીને કાંઠે આવેલું છે. હિમાલય પર્વતની બાજુએ આવેલા ટીબેટમાંથી માલ આ શહેરને રસ્તે આવે છે.

૩. **જમ્મુ**—કાશ્મીરનું એક મોટું મથક છે.

---

## ૧૭. રજપુતાના

## રજપુત સંસ્થાનો

એમાં ૧૮ દેશી સંસ્થાનો છે. આ ચોરસ મુલક છે. એ ઉપર ના૦ ગવર્નર જનરલનો એજન્ટ દેખરેખ રાખે છે. તે ક્રમવાર નીચે પ્રમાણે છેઃ

| | |
|---|---|
| ૧. ઉદેપુર, ચિતોડ — મેવાડ | ૧૦. બુન્દી |
| | ૧૧. શીરોહી |
| ૨. જોધપુર (મારવાડ) | ૧૨. ડુંગરપુર |
| ૩. જયપુર | ૧૩. પ્રતાપગઢ |
| ૪. જેસલમીર | ૧૪. વાંસવાડા |
| ૫. બીકાનેર | ૧૫. ઝાલાવાડ |
| ૫. અલવર | ૧૬. ભરતપુર — જાટ સંસ્થાનો. |
| ૭. કિરોલી | ૧૭. ધોળપુર — જાટ સંસ્થાનો. |
| ૮. કિશનગઢ | ૧૮. ટોંક—મુસલમાન સંસ્થાન |
| ૯. કોટા | |

---

## ૧૮. મધ્ય હિન્દ એજન્સીનાં સંસ્થાનો

**૧. ઈન્દોર**—હોલ્કરના રાજ્યનું મુખ્ય શહેર છે. અને નામદાર ગવર્નર જનરલના એજન્ટનું રહેવાનું મથક છે. એ વેપાર અને મીલ ઉદ્યોગનું મથક છે.

૨. **ગ્વાલિયર**—સિંધિયાના રાજ્યનું મુખ્ય શહેર છે. અહુ એક પ્રખ્યાત કિલ્લો હતો.

૩. **માળવા**—મુખ્ય શહેર છે. એ અફીણ માટે પ્રખ્યાત છે.

૪. **નીમચ**
૫. **મઉ** } એ શહેરમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

૬ **ઉજ્જન**-માળવાની આગલા રાજ્યની રાજધાની હાલ હાલ તે સિંધિયાને તાબે છે.

૭. **ભોપાળ**—ભોપાળના મુસ્લીમ રાજ્યનું મુખ્ય શહેર છે.

૮. **તેહરી**—રાજપુત રાજ્ય છે.

૯. **રેવા**—બુંદેલખંડનું મુખ્ય શહેર છે.

૧૦. **પન્ના**—બુંદેલખંડમાં હીરા માટે વખણાય છે.

**૧૧. દેવાસ ૧૨. ધાર. ૧૩ રતલામ. ૧૪. ઓરછા ૧૫. દાલીઆ અને ૧૬. ભીલસરા**—નાનાં રાજ્યો છે.

---

## ૧૯. હૈદ્રાબાદ (નિઝામનું રજ્ય)

૧. **હૈદ્રાબાદ**—નીઝામના મુલકની રાજધાનીનું નગર છે. અંગ્રેજી રેસીડેન્ટનું રહેવાનું મથક છે. એ મુશી નદીની કાંઠા ઉપર આવેલું છે.

૨. **ગોવલકોડા**—હીરાની ખાણ માટે પ્રખ્યાત છે.

૩. **સીકંદ્રાબાદ**—એ શહેરમાં અંગ્રેજી લશકરની છાવણી છે.

૪. **બેદર**—મંજીરા નદી ઉપર આવેલું છે. અહીંનાં સોના-રૂપાની કારીગીરીવાળાં પીત્તળનાં વાસણુ વખણાય છે.

૫. **ઔરંગાબાદ**—આગલા વખતની સુંદર ઇમારતોને માટે પ્રખ્યાત છે.

૬. **દૌલતાબાદ**—અથવા **દેવગઢ** એ મજબુત કિલ્લાને માટે પ્રખ્યાત છે.

૭. **જાલના**—એ શહેરમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે, અને રેશમી કાપડ માટે વિખ્યાત છે.

૮. **ઇલોરા**—એ જૂના વખતની, પર્વતમાં કોતરી કાઢેલી મોટી સુંદર ગુફાને માટે પ્રખ્યાત છે.

૯. **અજિન્ટા**—એ જૂના વખતનાં, દેવાલયો અને ગુફાઓ માટે પ્રખ્યાત છે,

૧૦. **વરંગુલ**—એ પૂર્વે તૈલંગણની રાજધાનીનું શહેર હતું.

---

## દેશી સ્વતંત્ર રાજ્યો

### ૧. નેપાળ

૧. **ખટમંડુ**—નેપાલની રાજધાની. ૨. **લલિતપટ્ટણ**.

૩. **મકવાનપુર**—નેપાલમાં છે. આ જગોએ સને ૧૮૧૬ માં સરડે વીડ ઓકટરલોનીએ ગુરખા લોકોને હરાવ્યા હતા.

---

## ૨. ભૂતાન

૧. **તેસીટચુદાન**—ભૂતાન રાજ્યની રાજધાની.

૨. **પુનાખાં**

૩. **સીકીમ**—અહીંની ખાણોથી ત્રાંબું નીકળે છે. એમાં કીમતી ચાજોનાં જંગલો છે.

---

## પરદેશી સ્વતંત્ર રાજ્યો

## ૧. ફીરંગી સંસ્થાન

૧. **ગોવા**—ફીરંગી (પોર્ટ્યુગીઝ) સંસ્થાનની રાજધાની છે. એ અરબી સમુદ્રના કિનારા ઉપર છે.

૨. **દમણ**—મુંબઈ બેટની ઉત્તરે છે.

૩. **દીવ**—કાઠીઆવાડ દ્વીપકલ્પની દક્ષિણે બેટ છે.

---

## ૨. ફ્રેન્ચ સંસ્થાન

૧. **પોન્ડીચરી**—એ ફ્રેન્ચ સંસ્થાનની રાજધાની છે. એ મદ્રાસ કોરોમાન્ડલ કીનારા ઉપર આવેલું છે.

૨. **ચન્દ્રનગર**—એ કલકત્તાની ઉત્તરે હુગલી નદી ઉપર આવેલું છે.

૩. **યાનાન**—એ ગોદાવરી નદીના મુખ આગળ આવેલું છે.

૪. **કારીકલ**—એ કોરોમાંડલ કીનારા ઉપર આવેલું છે.
૫. **માહિ**—એ મલબાર કીનારા ઉપર આવેલું છે.

---

## પ્રકરણ ૫ મું (ચાલુ)

## સીલોનનાં શહેરો

૧. **કોલંબો**—સીલોનની રાજધાની છે; એ મુખ્ય બંદર છે.
૨. **કાન્ડી**—સીલોનની આગલી રાજધાની છે.
૩. **ગાલી** ૪. **ત્રિન્કોમાલી** ૫. **માટરા** ૬. **રત્નપુરા**
૭. **પોઇન્ટ ડી ગાલ**—એ એક સુંદર બંદર છે.
૮. **જાફ્‌ના**—હિન્દ સાથેના વેપારનું સ્થાન છે.

---

## પ્રકરણ ૬ ઠું

# એશિયાખણ્ડ

### ૧. એશિયા ખણ્ડની સીમા, વગેરે

એશિયા જે અન્ય ખંડો કરતાં સર્વથી મોટો અને અગત્યનો ખંડ છે, તે જૂની દુનિયાની જમીનનો ત્રીજો ભાગ રોકે છે. મનુષ્ય જાતની ઉત્પત્તિ પહેલી એશિયા ખંડમાં થઈ હતી, એવું સમજવામાં આવે છે. વળી જ્યારે પૃથ્વીના બીજા ભાગો જંગલી અવસ્થામાં હતા ત્યારે હિન્દુસ્તાન, બેબીલોન, આસીરિયા અને ઈરાન જેવાં મોટાં મોટાં બળવાન

અને સુધરેલાં રાજ્ય પહેલાં આ જ ખંડમાં સ્થાપવામાં આવ્યાં હતાં. દુનિયાના સઘળા પ્રખ્યાત ધર્મોની ઉત્પત્તિ પણ આ જ ખંડમાં થઈ હતી.

**સીમા**—એશિયા ખંડની ઉત્તરે આર્કટીક ઉત્તર મહાસાગર છે. એની પશ્ચિમે યુરલ પર્વત, યુરલ નદી, કાસ્પીઅન સમુદ્ર, કોકેસસ પર્વત, કાળો સમુદ્ર, મારમોરાનો સમુદ્ર, ઇજીયન સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, સુવેજની નેહેર અને રાતો સમુદ્ર છે. એની દક્ષિણે હિન્દી મહાસાગર અને પૂર્વે પાસિફિક મહાસાગર છે.

એશિયા ખંડ યૂરોપ સાથે યુરલ અને કોકેસસ પર્વતોથી જોડાયલો છે; રાતો સમુદ્ર અને સુવેજની નેહેર એને આફ્રિકા ખંડથી જૂદો પાડે છે; અને બેહેરીંગની સામુદ્રધુની એને અમેરીકાથી જૂદો પાડે છે. હિન્દી મહાસાગર અને પેસીફીક મહાસાગર અને ઓસ્ટ્રેલિયાથી જૂદો પાડે છે.

**વિસ્તાર**—એશિયા ખંડ હિન્દુસ્તાનથી દશ ગણો મોટો છે. એની સરાસરી લંબાઈ આશરે ૬,૭૦૦ માઇલ અને પહોળાઇ ૫,૩૦૦ માઇલ છે. એનું ક્ષેત્રફળ સુમારે ૧,૭૦,૦૦,૦૦૦ ચોરસ માઇલ છે, અને એ ખંડ યૂરોપથી સાડાચાર ગણો મોટો છે. એમાં સુમારે ૮૫,૦૦,૦૦,૦૦૦ માણસની વસ્તી છે.

**ધર્મ**—એશિયામાં ચાર મુખ્ય મોટા ધર્મ છે:—૧ **હિન્દુ**—હિન્દુસ્તાનમાં. ૨. **બૌદ્ધ**—મુખ્યત્વે ચીન, જાપાન અને લંકામાં

૩. **ઇસ્લામી**—તુર્કી, ઇરાન અને હિન્દુસ્તાનમાં. અને ૪. **ખ્રીસ્તી**–આર્મીનિયા અને યૂરોપીઅનોની વસ્તીવાળા ભાગોમાં.

---

## ૨. દેશો

૧. **એશિયાઇ તુર્કસ્તાન**–આના ચાર મુખ્ય વિભાગો છેઃ–૧. એશિયા માઇનર (એનેટોલિયા). ૨. આર્મીનિયા અને કુર્દીસ્તાન. ૩. મેસોપોટેમિયા (ઇરાક). ૪. સીરિયા અને પેલેસ્ટાઇન.

૨. **અરબસ્તાન**—આના ચાર વિભાગો પાડેલા છેઃ—૧. તુર્કી ૨. મીસરી ૩. બ્રિટીશ અને ૪. દેશી રાજ્ય.

૩. **પર્શીઆ અથવા ઇરાન**

૪. **બલુચિસ્તાન**

૫. **અફઘાનીસ્તાન**

૬. **તાર્ત્તરી**

૭. **હિન્દુસ્તાન** (બ્રહ્મદેશ સહિત)

૮. **સીલોન** અથવા **સિંહલદ્વીપ**

૯. **ઇન્ડિયન ચાઇના કે હિન્દી ચીન**—આના છ વિભાગો પાડેલા છેઃ–૧. સિયામ. ૨. આનામ. ૩. કેમ્બોડીઆ. ૪. લોઅર કોચીનચાઇના. ૫. મલાયા દ્વીપકલ્પ અને ૬ ટોનકીન.

૧૦. **ચીનનું મહારાજ્ય (એમ્પાયર)**—આના ચાર મુખ્ય વિભાગો પાડેલા છે;—૧. ચાઇના અથવા શુદ્ધ ચીન ૨. ટિબેટ ૩ મંગોલીઆ ૪. મન્ચુરિયા અને પૂર્વ તુર્કસ્તાન.

૧૧. **જાપાન** ( કોરિયા સહિત )

૧૨. **એશિયાઇ રૂશિયા**—આના ત્રણ મુખ્ય વિભાગો પાડેલા છેઃ—૧. સાઇબીરિયા ૨. રૂશિયન તુર્કસ્તાન ૩. ટ્રાન્સ કોકેશિયા.

---

## ૩. બેટ

### (અ) ભૂમધ્ય સમુદ્ર માંહેલા બેટો

| | |
|---|---|
| ૧. **સાઇપ્રસ** | ભૂમધ્ય સમુદ્રમાં એશિયા માઇનરની દક્ષિણે. |
| ૨. **રોહોડ્સ** | |
| ૩. **સોમોસ** | |
| ૪. **લિસ્બોન** | |
| ૫. **કોસ્ટ** | |

### (આ) ઇરાની અખાત માંહેલા બેટો

૧. **બહેરીન**—અરબસ્તાનની પૂર્વે.

૨. **ઓરમઝ, કર્ક અને કીશ્મ**—ઇરાનની દક્ષિણે.

૩. **સોકોટ્રા**—અરબસ્તાનની દક્ષિણે.

## (ઈ) હિન્દી મહાસાગર માંહેલા બેટો

૧. મુંબઇ
૨. સાલસેટ અગર છાષ્ટી } —હિન્દુસ્તાનની પશ્ચિમે.

૩. લકદીવ બેટો
૪. માલદીવ બેટો } હિન્દુસ્તાનની નૈઋત્ય દિશાએ.

૫. સીલોન—હિન્દુસ્તાનની દક્ષિણે.

૬. આન્ડામાન બેટો
૭. નીકોબાર બેટો } —બ્રહ્મદેશની દક્ષિણે
૮. મર્ગવી બેટો

૯. પીનાંગ—મલાયા દ્વીપકલ્પની પશ્ચિમે.

૧૦. પેરીમ—બાબલમાંડબની સામુદ્રધુનીમાં.

## (ઉ) પાસિફિક મહાસાગર માંહેલા બેટો

૧. એલ્યુશિયન બેટો—સાઇબીરિયાની પૂર્વે.

૨. ક્યુરાઇલ બેટો
૩. સંઘેલીઅન } —સાઇબીરિયાની પૂર્વે.

૪. જાપાની બેટો—(૧. યસો ૨. નિફોન ૩ શિકોક અને ૪. ક્યુસ્યુ).

૫. ફીલીપ્પાઈન
૬. બોર્નીઓ } —ચીનાઇ સમુદ્રમાં એશિયાના અગ્નિકોણમાં.

૭. લુચુ બેટો–ચીનની પૂર્વે } —જાપાનને તાબે છે.
૮. ફોરમોસા–ચીનની પૂર્વે }

૯. ચુસન
૧૦. હોંગકોંગ —ચીનની દક્ષિણે.
૧૧. મકાઉ
૧૨. હેનાન

૧૩. મેલેશિયા અને મલાયા બેટો–(૧. સુમાત્રા, ૨. જાવા અને ૩. સીલીબીસ, વલંદાને તાબે છે. ૪. બોરનીઓ, વલંદા અને અંગ્રેજોના તાબામાં વહેંચાયલો છે. અને ૫. મોલક્કા બેટો.)

(ઊ) ઉત્તર મહાસાગર માંહેલા બેટો

૧. ન્યુસાઇબીરિયા } —સાઇબીરિયાની ઉત્તરે.
૨ લિયાખોવ }

---

## ૪. દ્વીપકલ્પ

૧. એશિયા માઇનર—પશ્ચિમે એશિયાઈ તુર્કસ્તાનમાં કાળા અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે આવેલો છે.

૨. અરબસ્તાન—એશિયાની પશ્ચિમે, રાતા સમુદ્ર અને ઈરાની અખાતની વચ્ચે આવેલો છે.

૩. **ઇન્ડિયા–હિન્દુસ્તાન**—એશિયાની દક્ષિણે, અરબ્બી સમુદ્ર અને બંગાળાના અખાતની વચ્ચે આવેલો છે.

૪. **કાઠિયાવાડ**—હિન્દુસ્તાનની પશ્ચિમે, કચ્છ અને ખંભાતના અખાતની વચ્ચે આવેલો છે.

૫. **હિન્દી ચીન**—( ઇન્ડિયન ચાઇના ) હિન્દુસ્તાનના અગ્નિ કોણમાં ચીનની દક્ષિણે આવેલો છે.

૬. **મલાયા દ્વીપકલ્પ**—ઇન્ડિયન ચાઈનાની દક્ષિણે, બંગાળા અને સિયામના અખાતની વચ્ચે આવેલો છે.

૭. **કોરીઆ**—ચીનાઇ મહારાજ્યની પૂર્વે, પીળા અને જાપાન સમુદ્રની વચ્ચે આવેલો છે.

૮. **કામસ્કાટકા**—સાઇબીરિયાની પૂર્વે, ઓકોતસ્ક અને કામસ્કાટકા સમુદ્રની વચ્ચે આવેલો છે.

---

## ૫. સંયોગી ભૂમિ

**ક્રાની સંયોગી ભૂમિ**—સિયામ અને મલાયા દ્વીપકલ્પને જોડે છે અને બંગાળા અને સિયામના અખાતોને છૂટા પાડે છે.

## ૬. ભૂશિર

૧. **એલિસ્કીન**—ઉત્તર મહાસાગરમાં સૌથી વધારે ઉત્તરમાં.

૨. **બાબા**—એશિયામાઇનરની વાયવ્ય દિશાએ.

૩. **પૂર્વ કેઈપ**—બેહરીંગની સામુદ્રધુની ઉપર છેક પૂર્વે.
૪. **રાસઅલહદ**—અરબસ્તાનના અગ્નિ કોણમાં.
૫. **ડનડ્રાહેડ**—સીલોનની દક્ષિણે.
૬. **કોમોરીન**—હિન્દુસ્તાનની દક્ષિણે
૭. **નિગ્રેસ**—બ્રહ્મદેશની દક્ષિણે.
૮. **રોમાનીઆ**—મલાયા દ્વીપકલ્પની દક્ષિણે.
૯. **કામ્બોડીઆ**—ફ્રેંચ કોચીન ચીનમાં.
૧૦. **અંગોનો**—લૂઝોનની પૂર્વે.
૧૧. **નોટોરો**--સંઘેલિયનની દક્ષિણે.
૧૨. **લોપાટકા**—કામશ્ચાટકાની દક્ષિણે.
૧૩. **પૂર્વ ભૂશિર**—(ઇસ્ટ કેઇપ) સાઇબીરિયાના ઈશાન કોણમાં.
૧૪. **સીવેરો**—સાઇબીરિયાની ઉત્તરે.

## ૭. ઉચ્ચ-સમ્-ભૂ-દેશ

૧ **પાનીરનો પ્રદેશ**—હિન્દુસ્તાનના વાયવ્ય ખુણામાં આવેલો છે.

૨. **તિબેટનો ઉચ્ચ-સમ્-ભૂ-દેશ**—મધ્ય એશયામાં ઉત્તરે સાઇબીરિયાથી તે દક્ષિણે હિમાલય પર્વત સુધી અને પશ્ચિમે બોલોર પર્વતથી તે પૂર્વે મન્ચુરિયા સુધી આવેલો છે. એ દુનિયામાં સૌથી મોટામાં મોટો પ્રદેશ છે. તેની ઉંચાઈ પર્વત જેટલી છે.

૩. **ઈરાનનો ઉચ્ચ-સમ-ભૂ-દેશ**—એશિયાખંડની પશ્ચિમે કાળા સમુદ્રથી સિંધુ નદી સુધી.

૪. **મંગોલીઆ** અને ૫. **અફગાનીસ્તાન**

## ૮. પર્વત

૧. **તોરસ પર્વત**—એશિયા માઇનરમાં.

૨. **લેબનોન પર્વત**—સીરિયામાં.

૩. **એરેરેત પર્વત**—આર્માનિયામાં.

૪. **કોકેસસ પર્વત**—કાળા અને કાસ્પિયન સમુદ્રની વચ્ચે.
શિખર—**અલબુર્જ**.

૫. **અલબુર્જ પર્વત**—ઈરાનની ઉત્તરે.
શિખર—**દમાવંદ**.

૬. **હિન્દુકુશ પર્વત**—અફગાનીસ્તાનમાં.

૭. **સુલેમાન પર્વત**—પંજાબ પ્રાંતની પશ્ચિમે, હિન્દુસ્તાનની દક્ષિણે.

૮. **હાલા પર્વત**—સિંધ પ્રાંતની પશ્ચિમે.

૯. **અરવલ્લી**—રજપૂતાનામાં.

૧૦. **વિંધ્યા પર્વત** }
૧૧. **સાતપુડા પર્વત** }—મધ્ય હિન્દુસ્તાનમાં.

૧૨. પશ્ચિમઘાટ
૧૩. પૂર્વઘાટ } —દક્ષિણ હિન્દુસ્તાનમાં.
૧૪. નીલગિરિ પર્વત

૧૫. હિમાલય પર્વત—હિન્દુસ્તાનની ઉત્તરે.

શિખર–૧. એવરેસ્ટ અથવા ગૌરીશંકર; એની ઉંચાઈ ૨૯,૦૦૨ ફીટ છે. ૨. ધવલગિરિ. અને ૩. કાંચનગંગા.

૧૬. કારાકોરમ પર્વત—કાશ્મીરની ઉત્તરે.

૧૭. કુવેનલુલ પર્વત—પૂર્વ તાર્તરી અને ટીબેટની વચ્ચે.

૧૮. બોલોર પર્વત—તુર્કસ્તાન અને પૂર્વ તાર્ત્તરીની વચ્ચે.

૧૯. થિયાનશાન પર્વત—પૂર્વ તાર્ત્તરીની ઉત્તરે.

૨૦ ચુનલિંગ—ચીન અને ટીબેટની વચ્ચે.

૨૧ આલ્તાઇ પર્વત—સાઇબીરિયાની દક્ષિણે અને ચીનાઈ રાજ્યની ઉત્તરે.

૨૨. આલબોનૉઈ—બૈકલ સરોવરની પૂર્વે.

૨૩. યુરલ પર્વત—સાઈબીરિયાની પશ્ચિમે, એશિયા ખંડની સરહદ ઉપર.

૨૪. સ્ટેનોવૉઈ—એ પર્વત છેક પૂર્વે બેહેરીનની સામુદ્રધુની સુધી ગએલો છે.

### ૯. જ્વાળામુખી પર્વત

૧. કલુચચેવ—કામશ્ચાટકામાં.
૨. ફ્યુસીયાથી—જાપાનમાં.
૩. કચુરાઇલ—પાસિફીક મહાસાગરમાં.

---

### ૧૦. રણ

૧. સીરિયાનું રણ—લેબનોનની પૂર્વે.
૨. ગોબી અથવા શામોનું રણ—મંગોલિયાની દક્ષિણે.
૩. અર્બસ્તાનનું રણ—અર્બસ્તાનમાં.
૪. હિન્દી રણ—સિંધુ નદીની પૂર્વે.

---

## પ્રકરણ ૭ મું

# એશિયાખણ્ડ

### ૧. સમુદ્ર અને અખાત

૧. કાળો સમુદ્ર—એશિયાઇ તુર્કસ્તાનની ઉત્તરે.
૨. મારમોરાનો સમુદ્ર—એશિયા માઇનોરની ઉત્તરે.
૩. ઇજિયન સમુદ્ર-(આર્કીપેલેગો)—એશિયા માઇનોરની પશ્ચિમે.
૪. ભૂમધ્ય સમુદ્ર—એશિયાઇ તુર્કસ્તાનની પશ્ચિમે.
૫. રાતો સમુદ્ર—એશિયાઇ તુર્કસ્તાનની પશ્ચિમે.

:. અકોલાનો અખાત—રાતા સમુદ્રની સાથે.
: એડનનો અખાત—અરબસ્તાનની દક્ષિણે.
ઓમાનનો અખાત— } અરબસ્તાન અને ઈરાનની
ઈરાનનો અખાત— } વચ્ચે.
અરબી સમુદ્ર—અરબસ્તાન અને હિન્દુસ્તાનની વચ્ચે.
તાનનો અખાત—અરબી સમુદ્રની પાસે.
કચ્છનો અખાત— } —હિન્દુસ્તાનની પશ્ચિમે.
ખંભાતનો અખાત— }
મનારનો અખાત—હિન્દુસ્તાનની પૂર્વે
બંગાળાનો ઉપસાગર—હિન્દુસ્તાનની પૂર્વે.
માર્ટાબાનનો અખાત—બ્રહ્મદેશની દક્ષિણે હિન્દી મહાસાગરમાં.
સિયામનો અખાત—સિયામ પ્રાંતની દક્ષિણે.
તોંગકીંગનો અખાત—આનામ પ્રાંતની પૂર્વે, ચીનાઈ સમુદ્રની પાસે.
ચીનાઈ સમુદ્ર—ચીનની દક્ષિણે.
પીળો સમુદ્ર—(અથવા પૂર્વ ચીનાઈ સમુદ્ર) ચીન અને કોરીઆની વચ્ચે.
જાપાની સમુદ્ર—જાપાનના બેટોની પશ્ચિમે.
૨. પીચીલી અખાત—પીળા સમુદ્રની સાથે.

૨૩. **તાર્ત્તરીનો અખાત**—સાઇબીરિયા અને સંઘેલીઅન બેટની વચ્ચે.

૨૪. **ઓકોટસ્કનો સમુદ્ર**—સાઇબીરિયા અને કામશ્કાટકાની વચ્ચે.

૨૫. **કામશ્કાટકા સમુદ્ર**—કામશ્કાટકા દ્વીપકલ્પની પૂર્વે.

૨૬. **બહેરીંગ સમુદ્ર**<br>૨૭. **અનાદીરનો અખાત** } સાઇબીરિયાની પૂર્વે, પાસીફીક મહાસાગરમાં.

૨૮. **ઓબીનો અખાત**<br>૨૯. **ટઝનો અખાત** } સાઇબીરિયાની ઉત્તરે, ઉત્તર મહાસાગરમાં.

---

## ૨. સામુદ્રધુની

૧. **બાસ્ફરસ** અથવા **કોનસ્ટાન્ટિનોપલ**—કાળા અને મારમોરાના સમુદ્રને જોડે છે.

૨. **ડાર્ડેનલ્સ** અથવા **હેલેસ્પોટ**—મારમોરા અને ઈજિયન સમુદ્રને જોડે છે.

૩. **સ્વેજની નેહેર**—ભૂમધ્ય અને રાતા સમુદ્રને જોડે છે.

૪. **બાબલમાન્ડબ**—રાતા સમુદ્ર અને એડનના અખાતને જોડે છે.

૫. **ઓરમઝ**—ઈરાની અખાત અને ઓમાનના અખાતને જોડે છે.

૬. **પાકની સામુદ્રધુની**—હિન્દુસ્તાન અને સીલોનની વચ્ચે.

૭. **મલાક્કા**—મલાયા દ્વીપકલ્પ અને સુમાત્રાની વચ્ચે, ચીનાઇ સમુદ્ર અને બંગાળાના ઉપસાગરની વચ્ચે.

૮. **હેઇનાન**--હેઇનાન અને ચીનની વચ્ચે.

૯. **ફોરમોસા**—ફોરમોસા અને ચીનની વચ્ચે.

૧૦. **કોરીઆની ખાડી**—(સામુદ્રધુની) કોરીઆ અને જાપાનની વચ્ચે, જાપાનો અને પીળા સમુદ્રને જોડે છે.

૧૧. **સેંગર**—નીફ્રોન અને યસો બેટની વચ્ચે.

૧૨. **લાપૅરૂસ**--યસો અને સંઘેલીઅન બેટની વચ્ચે.

૧૩. **બહેરીંગની સામુદ્રધુની**--એશિયા અને અમેરીકાની વચ્ચે, બે ખંડને જૂદા પાડે છે; અને ઉત્તર મહાસાગર અને બેહેરીંગના સમુદ્રને જોડે છે.

---

## ૩. સરોવર

૧. **વાન સરોવર**--આર્મીનિયાની દક્ષિણે.

૨. **ડેડ સી**-[મૃત્યુ સરોવર]—પેલેસ્ટાઇનમાં. એ ખારા પાણીનું મોટું સરોવર છે. એ એટલું બધું ખારૂં છે કે એમાં માછલાં પણ જીવતાં નથી, તેમ એને કાંઠે વૃક્ષ ઉગતાં નથી. એથી એનું નામ મૃત સરોવર પડેલું છે. એમાં માણસ સપાટી ઉપર તર્યાં જ કરે, એટલું તેનું પાણી વજનદાર છે.

૩. **ઉરૂમિયા**--ઇરાનમાં.

૪. **કાસ્પિયન સમુદ્ર**—ઇરાનની ઉત્તરે; એ દુનિયામાં સૌથી મોટામાં મોટું ખારા પાણીનું સરોવર છે.

૫. **હામુન સરોવર** } —અફગાનીસ્તાનમાં.
૬. **ઝુરા** }

૭. **એરલ સમુદ્ર**—રૂશિયાઇ તાર્તારીમાં.

૮. **રાવણ હ્રદ સરોવર** }
૯. **માન સરોવર** }
૧૦. **ટેર્ગ્રીનોર સરોવર** } —સાઇબીરિયાની દક્ષિણે ટીબેટમાં
૧૧. **પાલ્ટા સરોવર** }

૧૨. **બાલ્કસ સરોવર** —સાઇબીરિયાની દક્ષિણે ટીબેટમાં.

૧૩. **બેકલ સરોવર**—સાઇબીરિયામાં છે, દુનીઆમાં સૌથી ઊંડું મીઠા પાણીનું સરોવર છે. વર્ષના છ મહીના એ ઠરી જાય છે.

૧૪. **લોબનોર**—પૂર્વ તાર્ત્તરીમાં.

૧૫ **ચિલ્કા** } —હિન્દુસ્થાનમાં આવેલાં છે.
૧૬. **કોલેર** }

૧૭. **ટાંગારીંગ** } —ચીનમાં આવેલાં છે.
૧૮. **પોયાંગ** }

## ૪ નદીઓ

૧. **યુફ્રેતીસ** } તોરસ પર્વતમાંથી નીકળીને એશિયાઈ તુર્કસ્તાનમાં
૨. **તાઇગ્રીસ** } વહે છે, અને ઇરાની અખાતને મળે છે. આ બે

નદીઓ ઇરાની અખાતને મળવાની આગમચ જોડાઈ જઇને એક નદી બને છે અને તેને **શેત-અલ-અરબ** કહે છે.

૩ **જોરડન**—લેબનોન પર્વતમાંથી નીકળીને સીરિયામાં વહે છે, અને મૃત્યુ સરોવરને મળે છે.

૪. **હેલમંદ**—હિન્દુકુશ પર્વતમાંથી નિકળીને અફગાનીસ્તાનમાં વહે છે, અને હામુન સરોવરને મળે છે.

૫. **આમુદરિયા** અથવા **ઓકસસ**—હિન્દુકુશ પર્વતમાંથી નિકળીને રૂશિયાઈ તાર્તરીમાં વહે છે અને એરલ સમુદ્રને મળે છે.

૬. **સીરદરિયા, જક્સાર્ટિસ** અથવા **સીહુન**—થીઆનશાન પર્વતમાંથી નિકળીને રૂશિયાઇ તાર્તરીમાં વહે છે, અને એરલ સમુદ્રને મળે છે.

૭. **યારકંદ**—હિન્દુકુશ પર્વતમાંથી નિકળીને પૂર્વ તાર્તરીમાં વહે છે, અને લોબનોર સરોવરને મળે છે.

૮. **કુર**—તોરસ પર્વતમાંથી નિકળીને ટ્રાન્સ-કોકેશિયામાં વહે છે, અને કાસ્પિયન સમુદ્રને મળે છે.

૯. **યુરલ**—યુરલ પર્વતમાંથી નિકળીને સાઇબીરિયાની પશ્ચિમે વહે છે, અને કાસ્પિયન સમુદ્રને મળે છે,

૧૦. **ઓબી**
૧૧. **યેનીસી**
૧૨. **લીના**
} આલ્તાઇ પર્વતમાંથી નિકળીને સાઇબીરિયામાં વહે છે, અને ઉત્તર મહાસાગરને મળે છે. આ ત્રણે નદીઓ ઘણી જ મોટી અને ધીમી છે.

૧૩. **ઇર્ટિશ**—આલ્તાઇ પર્વતમાંથી નીકળી ઓબી નદીને મળે છે.

૧૪. **આમુર**—આલ્તાઈ પર્વતમાંથી નિકળીને મંગોલિયા, મન્ચુરિયા અને સાઇબીરિયામાં વહે છે, અને આમુરના અખાતને મળે છે.

૧૫. **પેહહો**—ચીન દેશમાં વહે છે, અને પીળા સમુદ્રને મળે છે, ચીનની રાજધાનીનું પેકીંગ શહેર આ નદી ઉપર આવેલું છે.

૧૬. **હોએન્ગો**
૧૭. **યાંગસેકયાંગ**
} ટીબેટમાંથી નીકળી ચીન દેશમાં વહે છે, અને પાસિફિક મહાસાગરને મળે છે.

૧૮. **સીકયાંગ**—(ચીનમાંની) આ નદી તેના મુખ આગળ કન્તાન નદીને નામે ઓળખાય છે.

૧૯. **કન્તાન**—ચીન દેશમાં વહે છે, અને ચીનાઇ સમુદ્રને મળે છે.

૨૦. **મીકોંગ** અથવા **કામ્બોડિયા**—ટીબેટમાંથી નીકળી બ્રહ્મદેશ, સીયામ, કામ્બોડિયા અને કોચીન ચીનમાં વહી, ચીનાઈ સમુદ્રને મળે છે.

૨૧. **મીનામ**—સીયામ પ્રાંતમાં વહે છે, અને સિયામના અખાતને મળે છે.

| | |
|---|---|
| ૨૨. **સાલ્વીન** | બ્રહ્મદેશમાં વહે છે, અને માર્ટાબાનના અખાતને મળે છે. |
| ૨૩. **ઈરાવતી** | |
| ૨૪. **બ્રહ્મપુત્રા** | હિન્દુસ્તાનમાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે. |
| ૨૫. ગંગા અથવા **ગેન્જીસ** | |
| ૨૬. **મહા નદી** | |
| ૨૭ **ગોદાવરી** | |
| ૨૮. **કૃષ્ણા** | |
| ૨૯. **કાવેરી** | |

૩૦. **સિંધુ**—હિન્દુસ્તાનમાં વહે છે, અને અરબ્બી સમુદ્રને મળે છે.

| | |
|---|---|
| ૩૧. **સાબરમતી** | હિન્દુસ્તાનમાં વહે છે, અને ખંભાતના અખાતને મળે છે. |
| ૩૨. **મહી** | |
| ૩૩. **નર્મદા** | |
| ૩૪. **તાપી** | |

---

## પ્રકરણ ૮ મું

# એશિયાનાં શહેરો

### ૧. એશિયાઈ તુર્કસ્તાન

૧. **સ્મર્ના**—એ એશિયાઇ તુર્કસ્તાનની રાજ્યધાની છે અને એશિયા માઇનોરનું મુખ્ય શહેર છે. એ એશિયાના યુરોપ સાથેના વેપારનું મુખ્ય મથક છે. અહીંનું રેશમ અને સુકકો મેવો વખણાય છે.

૨. **અર્જેરૂમ**—એ આર્મીનિયાનું મુખ્ય શહેર અને વેપારનું મથક છે.

૩. **ટ્રેબિઝોન્ડ**—એ કાળા સમુદ્ર ઉપર મોટું બંદર છે.

૪ **બગદાદ**—એ કુર્દીસ્તાનનું મુખ્ય શહેર છે, અને એ તાઇગ્રીસ નદી ઉપર આવેલું છે. એમાં આગળ મુસલમાન ધર્મના ખલીફાની ગાદી હતી. એ વેપારનું મથક છે. આની દક્ષિણે એશિયાના પ્રાચીન મહારાજ્યની રાજ્યધાની બાબિલોનનાં ખંડેરો આવેલાં છે.

૫. **બસરા**—એ વેપારનું મુખ્ય બંદર છે. એ યુફ્રેતિસ નદીને કાંઠે આવેલું છે. એમાં ખજુરનાં પુષ્કળ ઝાડ થાય છે.

૬. **મોસલ**—એ તાઈગ્રીસ નદી ઉપર આવેલું છે. અસલના વખતનું પ્રખ્યાત 'નીનેવેહ' શહેર આ શહેરની નજદીક હતું. આ શહેરની પડોશમાં ઘાસનેલના કુવા છે. એ વેપારનું એક મુખ્ય મથક છે.

૭. **કરબલા**—એ બગદાદના નૈઋત્ય ખુણામાં આવેલું છે. અહીં પાક હજરત મહમ્મદ પેગમ્બર સાહેબના દોહિત્ર ઇમામ હુસેન સાહેબની કબર છે.

૮. **હીલ્લા**—એ યુફ્રેતિસ નદી ઉપર આવેલું છે. અસલના વખતનું પ્રખ્યાત 'બાબીલન' શહેર આ જગ્યાએ હતું

૯. **દમાસ્કસ**—એ સીરિયાનું મુખ્ય શહેર છે. એ શહેર હાલ દુનિયામાં સર્વથી જૂનું ગણાય છે. અહીં તરવાર બને છે, જે હજીએ વખણાય છે.

૧૦. **અલેપ્પો (હલેબ)**—એ સીરિયાનું વેપારનું મુખ્ય મથક છે. જ્યારે પ્રાચીન કાળમાં યુરોપ ખંડ સાથે દરીયાઇ વેપાર ચાલતો ન હતો ત્યારે યુરોપ–એશિયાના વેપારનો એ જમીન-માર્ગ મુખ્ય હતો.

૧૧. **જેરૂસલમ**—એ પાલેસ્ટાઇનમાં યાહુદી અને ખ્રીસ્તી ધર્મનું પવિત્ર શહેર છે. અહીં ખ્રીસ્તી ધર્મના પેગમ્બર ઇસુ ખ્રીસ્તને વધસ્થંભે જડ્યા હતા.

૧૨. **જાફા**—એ જેરૂસલમનું બંદર છે.

૧૩. **સીડન** } આ પ્રાચીન કાળનાં મોટાં વેપારનાં મથક હતાં.
૧૪ **ટાયર** } પ્રથમ કાચ અહીં બન્યો હતો.

૧૫. **બેથલહેમ**—એ જીસસ ક્રાઇસ્ટની જન્મભૂમિ છે. એ જેરૂ-સલમની દક્ષિણે ૬ માઇલપર આવેલું છે.

## ૨. અરબસ્તાન

૧. **મક્કા**—એ અરબસ્તાનની રાજધાની છે. એ ઇસ્લામ ધર્મના હઝરત મહુમ્મદ પેગમ્બર સાહેબની જન્મભૂમિ અને મુસલમાનોનું પવિત્ર શહેર છે. દુનિયાના દૂર દૂર દેશોમાંથી મુસલમાનો અહીં હજ કરવાને આવે છે.

૨. **જેદ્દા**—એ રાતા સમુદ્રમાં મક્કાનું બંદર છે.

૩. **મદીના**—એ મક્કાની ઉત્તરે આવેલું છે. એ શહેરમાં હજરત મહુમ્મદ પેગમ્બર સાહેબની કબર છે. એ શહેર પવિત્ર ગણાય છે. હાજીઓ આ શહેરની યાત્રાએ આવે છે.

૪. **સેના**—એ યમનની રાજધાનીનું શહેર છે. આખા દેશમાં આ જ સુંદર શહેર છે.

૫. **મોખા**—એ રાતા સમુદ્ર ઉપર બાબલ માંડબની સામુદ્રધુનીની ઉત્તરે કિલ્લાકોટવાળું બંદર છે. અહીંના બુંદનો વેપાર સારો ચાલે છે.

૬. **મસકત**—એ વેપારનું મુખ્ય મથક છે. એ ઓમાનના સુલતાન ઇમામની રાજધાની છે. અહીંનાં દાડમ ઘણાં જ વખણાય છે. એ અરબસ્તાનમાં સૌથી વિશેષ મોટું શહેર ગણાય છે.

૭. **રિઆડ**—એનજદ પ્રાંતની રાજધાની છે. અહીંનો હાકેમ ઘોડા ઉછેરવામાં નામીચો ગણાય છે.

૮. **એડન**—એ અંગ્રેજ સરકારના તાબાનું શહેર છે. અહીં મુંબઈના નામદાર ગવર્નરની હકુમત ચાલે છે. મુંબઈથી યૂરોપ જતી સ્ટીમરો અહીં નાંગરે છે એ ઘણું જ સારૂં બંદર છે. એ વેપાર માટે એક અગત્યનું મથક છે.

---

## ૩. પર્શિયા અથવા ઈરાન

૧. **તેહરાન**—એ ઇરાનની રાજધાની છે, અને શેતરંજી માટે વિખ્યાત છે.

૨. **તેબ્રીઝ**—એ વાયવ્ય ખુણામાં આવેલું છે, અને વેપારનું મથક છે.

૩, **ઇસ્ફહાન**—એ ઈરાનના જૂના રાજ્યની રાજધાની છે.

૪. **શીરાજ**—અહીં પ્રખ્યાત કવિ હાફીઝ અને સાદીની કબરો આવેલી છે. અહીંનો દારૂ પ્રસિદ્ધ છે.

૫. **યજદ**—એ જરથોસ્તીઓનું મુખ્ય શહેર છે.

૬. **કેરમાન.**

૭. **મશદ**—એ નગર તાર્તરી અને (અફગાનીસ્તાનના) હેરાતનું વેપારનું મથક છે.

૮. **આસ્રાબાદ**—એ બંદર છે.

૯. **બુશાયર**—એ હિન્દુસ્તાન સાથેના વેપારનું, ઇરાની અખાતનું બંદર છે.

૧૦. **આબાસ બંદર.**     ૧૧. **નિશાપુર.**

---

## ૪. બલુચિસ્તાન

૧. **ખીલાત**—એ બલુચિસ્તાનની રાજધાની છે. એમાં મોટા સરદાર ખાન ઉનાળામાં રહે છે.

૨. **કવેટા**—અહીં અંગ્રેજ લશ્કરની મોટી છાવણી રહે છે અને સરહદ ઉપર લુંટફાટ કરતા તાયફાવાળાઓને કબજામાં રાખે છે. એ બોલન ઘાટને મથાળે છે.

૩. **ગંડાવા**—એ સિંધુની ખીણમાં આવેલું છે. અહીં ખાન શિયાળામાં રહે છે.

---

## ૫. અફગાનીસ્તાન

૧. **કાબુલ**—એ અફગાનીસ્તાનની રાજધાની છે. એ કાબુલ નદી ઉપર આવેલું છે. અહીંનો રાજા અમીર કહેવાય છે ને તે સ્વતંત્ર છે.

૨. **હેરાત**—એ વાયવ્ય ખુણામાં આવેલા એક અગત્યના કસ્બાનું મથક છે. ઇરાન આદિ દેશોનો વેપાર આ મથક દ્વારા ચાલે છે.

૩. **કંદહાર**—એ કોટબંધ પ્રખ્યાત શહેર છે.

૪. **ગિજની**—એ અસલના રાજ્યની રાજધાની છે. હિન્દ ઉપર બાર સ્વારી કરનાર મહમદ ગજનવીની તે રાજધાની હતી.

૫. **જલાલાબાદ**—એ કાબુલ નદી ઉપર આવેલું શહેર છે. અફગાન વિગ્રહમાં સર રોબર્ટ સાલે અહીં અંગ્રેજોનો બચાવ બહુ જ સારી રીતે કર્યો હતો. એ કિલ્લાકોટવાળું અગત્યનું લશ્કરી મથક છે.

૬. **બલ્ખ**—એ પારસીઓના મૂળ ધર્મગુરૂ મહાત્મા જરથોસ્તની જન્મભૂમિ છે. હાલ એ ખંડેર છે.

---

## ૬. તાર્ત્તરી

### ૧. પશ્ચિમ તાર્ત્તરી

૧. **બોખારા**—એ તાર્ત્તરીની રાજધાની છે. એ મુસલમાની વિદ્યા માટે પ્રખ્યાત છે.

૨. **ખીવા**—એ વેપાર માટે પ્રખ્યાત છે.

---

### ૨. પૂર્વ તાર્ત્તરી

૧. **યારકન્ડ**—એ પૂર્વ તાર્ત્તરીનું મુખ્ય શહેર છે. એ યારકન્ડ નદી ઉપર આવેલું છે.

૨. **કાશગર**—એ યાકુબ બેગની રાજધાની છે.

૩. **ખોતાન.**

## ૭. હિન્દુસ્તાન

(હિન્દુસ્તાનનાં શહેરો વિષે જુઓ પ્રકરણ ૫ મું.)

---

## ૮. સીલોન

( સીલોનનાં શહેરો માટે જુઓ પાનું ૧૦૬ )

---

## ૯. ઇન્ડિયન ચાઇના અથવા હિન્દી ચીન

૧. **બાંગકોક**—એ સિયામના સ્વતંત્ર રાજ્યની રાજધાની છે, અને મીનામ નદી ઉપર આવેલું છે.

૨. **ચુથીઆ**—એ બાંગકોકની ઉત્તરે આવેલું છે; એ અગાઉના રાજ્યની રાજધાનીનું શહેર હતું.

૩. **હ્યુએ**—એ આ નામના પ્રાંતનું મુખ્ય શહેર અને રાજધાની છે.

૪. **સાઇગોન**—એ લોઅર કોચીન ચાઇનાનું મુખ્ય શહેર છે. એ ફ્રાંસને તાબે છે.

૫. **નીસુપેન**—એ કામ્બોડિયાની રાજધાની છે.

૬. **ઉડાંગ**—એ ફ્રાન્સના તાબાના રાજાના કામ્બોડિયા પ્રાંતની રાજધાની છે.

૭. **હેનાઈ**—એ ફ્રાન્સના તાબાના રાજાના ટોકીંગ પ્રાંતની રાજધાની છે.

૮. **સીંગાપુર**—એ મલાકકાની સામુદ્રધુની ઉપર આવેલું છે. એ સ્ટેટ્સસેટલમેન્ટની રાજધાની છે, અને અગત્યનું શહેર છે.

૯. **પીનાંગ**—એ મલાકકાના ટાપુનું બંદર છે.

૧૦. **મલાક્કા**—એ ડચ લોકોનું જૂનું વેપારનું બંદર છે. એ હાલ અંગ્રેજોના હાથમાં છે.

૧૧. **જ્યોર્જ ટાઉન**—એ પીનાંગ ટાપુનું મુખ્ય શહેર છે.

૧૨. **વેલેસ્લી**—એ મલાયામાં અંગ્રેજોનું સંસ્થાન છે.

૧૩. **પેરા**—એ મલાયાનાં દેશી રાજ્યોનું મુખ્ય શહેર છે.

---

## ૧૦. ચીનાઈ સામ્રાજ્ય

૧. **પેકિન**—એ ચીન દેશની રાજધાની છે, અને પેઈહો નદી ઉપર આવેલું છે.

૨. **ટીએન્ટ્સીન**—એ પેકીનનું બંદર છે.

૩. હંકાઉ.

૪. **નાનકીન**—એ યાંગસેક્યાંગ નદી ઉપર આવેલું છે. એમાં હુન્નરનાં ઘણાં કારખાનાં છે.

૫. **શાંગહાઈ**
૬. **કેન્ટોન**
૭. **ફુચો**
—પરદેશ જોડેના વેપારનાં મુખ્ય શહેર.

૮. **હોંગકોંગ**—એ અંગ્રેજોના તાબે છે. કંતાન નદીના મુખ આગળ છે.

૯. **વિકટોરીઆ**—એ હોંગકોંગ ટાપુનું મુખ્ય શહેર છે.

૧૦. **કંતાન**—એ અંગ્રેજોના તાબાનું મુખ્ય બંદર છે.

૧૧. **મકકાઉ**—એ દક્ષિણ કીનારે પોર્ટુગીઝને તાબે છે.

૧૨ **પોર્ટ આર્થર**—એ મંચુરીઆમાં આવેલું છે. એ રૂશિયા અને જાપાન વિગ્રહમાં યુદ્ધનું મુખ્ય સ્થળ હતું. હાલ એ જાપાનને તાબે છે.

૧૩. **ઉર્ગા**—એ મંગોલિયામાં મુખ્ય શહેર છે.

૧૪. **મકદન**—એ મંચુરિયાની રાજધાની છે.

૧૫. **મૈમશિન**—એ મંગોલિયાનું ચીનાઈ સરહદ ઉપરનું શહેર છે.

---

## ટીબેટ

૧. **લાસા**—એ ટીબેટનું મુખ્ય શહેર છે. એ બૌદ્ધ ધર્મનું પવિત્ર ધામ છે. એમાં મુખ્ય આચાર્ય લામા રહે છે.

---

## ૧૧. જાપાન (કોરિયા સહિત)

૧. **યડ્ડ** અથવા **ટોકિયો**—એ જાપાનની રાજધાની છે. એ નીફોન બેટમાં આવેલું છે.

૨. **યોકોહામા** ૩. **નાગાસાકી**—એ મુખ્ય બંદરો છે

૪. **કીઓટો**—એ જૂની રાજધાની છે.

૫. **ઓસાકા.**

૬. **સેઓલ**--એ રાજધાનીનું નગર છે.

---

## ૧૨. એશિયાઇ રૂશિયા

૧. **તોગોલસ્ક**—એ સાઇબીરિયાના પશ્ચિમ ભાગનું મુખ્ય શહેર છે.

૨. **ઇર્કુતસ્ક**—એ પૂર્વ ભાગનું મુખ્ય શહેર છે.

૩. **કરોમ્સક**—એ પશ્ચિમ ભાગનું મથક છે.

૪. **વ્લેડીવો સ્ટોક**—એ પાસિફિક મહાસાગરનું નૌકાબળનું મથક છે.

૫. **કિયાખતા**

૬. **પેટ્રોપોલોસ્ટ**—એ કામશ્ચાટકાનું મુખ્ય શહેર છે.

૭. **તિફ્લિસ**—એ ટ્રાન્સ કૅાકેશિયાનું મુખ્ય શહેર છે. એ વેપારને માટે પ્રખ્યાત છે.

૮ **તાશકન્દ**—એ રૂશિયાઇ તાર્ત્તારીનું મુખ્ય શહેર છે.

૯. **ખોકન્દ**—એ વેપારનું મથક છે. એ હિન્દુસ્થાનના પહેલા મોગલ બાદશાહ બાબરની જન્મભૂમિ છે.

૧૦ **સમરકન્દ**—એ તૈમુરની રાજધાની હતી. એમાં તૈમુરની કબર છે.

૧૧. **મર્વ**—એનાં જૂનાં ખંડેરો હયાત છે.

૧૨. **બોખારા**—એ પશ્ચિમ તુર્કસ્તાનનું મુખ્ય શહેર છે.

૧૩. **બાકુ**—અહીં ઘાસલેટનો મોટો વેપાર છે. એની પાસે ૭૦૦ ગ્યાસતેલના કુવા છે.

૧૪. **બાટુમ**—એ કાળા સમુદ્ર ઉપર બંદર છે. અહીંથી બાકુનું ઘાસતેલ પરદેશ જાય છે.

---

## પ્રકરણ ૯ મું

## નદીઓ અને તે ઉપર આવેલાં મુખ્ય શહેરો

૧. **ઇરાવતી** .... ... માન્ડલે; અમરપુર; આવા; પ્રોમ; બેસીન; રંગુન.

૨. **બ્રહ્મપુત્રા નદી** ... ... ... લાસા; ગૌહત્તી.

૩, **ગંગા નદી** ... હરદ્વાર; મીરત; અલીગઢ; કાનપુર; મીરજાપૂર; બનારસ; બકસર; ગાઝીપૂર; પટણા; મુર્શિદાબાદ; મોંઘીર; હુગલી અને કલકત્તા.

**જમના નદી** ... દીલ્હી; આગ્રા; મથુરા; કાલ્પી.

ગંગા અને **જમના**ના સંગમ ઉપર ... અલ્હાબાદ.

**ગોમતી નદી** ... ... ... લખનૌ.

**ઘોઘરા નદી** ... ... અયોધ્યા; ફૈઝાબાદ.

૪. મહા નદી ... ...જગન્નાથ; કટક; સંબલપુર.
૫. પનાર નદી ... ... ... નેલોર.
૬. પલાર નદી ... ... ...આર્કટ; વેલોર.
૭. દક્ષિણ પનાર નદી... ... ... કડાલોર.
૮. ગોદાવરી ... નાશક; પૈઠણ; રાજમહેન્દ્રી.
૯. કાવેરી નદી ... ... મ્હેસૂર; શ્રીરંગાપટમ; ટ્રીચીનોપોલી; તંજાવર.
૧૦. કૃષ્ણા ... ... ... મચ્છલીપટ્ટણ.
૧૧. સિન્ધુ નદી લ્હે અથવા લાડક; અટક; સકકર; હાલા; હૈદ્રાબાદ; કોત્રી; દેરાગાઝીખાન; મિથનકોટ; કરાંચી; લારખાના.
કાબુલ નદી ... કાબુલ; જલાલાબાદ; પેશાવર.
જેલમ નદી .... ... શ્રીનગર; જેલમ.
ચીનાબ નદી ... ... મુલતાન; ગુજરાત.
રાવી નદી ... ... .... લાહોર.
સતલજ નદી ... ... સીમલા; લુધિયાના, જલંદર, સોબ્રાઓન; ફીરોજપુર; ભાવલપુર.
૧૨. સાબરમતી નદી ... ... ... અમદાવાદ.
૧૩. મહી નદી ... ... ... ખંભાત
૧૪. નર્મદા નદી ... ... ભરૂચ; જબલપુર.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૫. તાપી નદી | ... | ... | | બુરાનપુર; સુરત. |
| ૧૬. યુફ્રેટીસ નદી | ... | ... | ... | બસરા; હિલા. |
| ૧૭. તાઇગ્રીસ નદી | ... | .... | ... | બગદાદ; મોસલ. |
| ૧૮ શેત–એલ–અરબ | ... | .... | ... | બસરા. |
| ૧૯. જોરડન | .... | ... | ... | જેરૂસલમ. |
| ૨૦. હેલમંદ નદી | .... | ... | .... | કંદહાર. |
| ૨૧. સીરદરિયા | ... | ... | ... | નાશકંદ; ખોકંદ. |
| ૨૨. યારકંદ નદી | ... | .... | .... | યારકંદ; ખોવાન. |
| ૨૩. કુર નદી | ... | ... | ... | તિફલિસ. |
| ૨૪ યુરલ નદી | ... | ... | ... | ઓરેનબર્ગ. |
| ૨૫. ઓબી નદી | ... | ... | ... | તોમ્સ્ક. |
| ૨૬. ઇર્ટીસ નદી | ... | ... | | તોબોલસ્ક; ઓમ્સ્ક. |
| ૨૭. યેનીસી નદી | ... | .... | ... | ઇર્કુતસ્ક. |
| ૨૮. પેઇહો નદી | ... | ... | ... | પેકીંગ. |
| ૨૯. યાંગસેકયાંગ નદી | | ... | ... | નાનકીંગ. |
| ૩૦ કંતાન નદી | | ... | ... | કંતાન. |
| ૩૧. મીનામ નદી | | ... | ... | બાંગકોક. |

# વ્યાકરણ

(ગુજરાતી વ્યાકરણ કરતાં ધ્યાનમાં રાખવા જોગ નિયમો.
તેની સાથે પદચ્છેદના થોડા નમુના.)

ગુજરાતી ત્રીજા તથા ચોથા ધોરણ માટે

—:o:—


રચનાર
**હોરમસજી ખ. ધાબર**
મુંબાઇ, કોટની મ્યુનિસિપાલ ગુજરાતી સ્કૂલ
(નાં० ૧ લા) ના માજી હેડ માસ્તર

સુધારનાર
**અંબાલાલ બુ. જાની, બી. એ.,**
"ગુજરાતી"ના સહતંત્રી



છપાવી પ્રસિદ્ધ કરનાર:—
**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,**
પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ, મુંબઇ.

૧૯ મી આવૃત્તિ    ૧૯૩૦    રૂ. ૦-૪-૦